# સર શંકર નાયરની મીનીટ.

---

## હિન્દી સરકારના તા૦ ૫ મી માર્ચના ડીસપેચ સામે કરેલી મીનીટ.

---

કીંમત આના ચાર.

---

આ પુસ્તક નટવરલાલ દામોદરદાસ પરીખે, ધી "હિંદુસ્થાન" પ્રેસ, ૧૨-૧૬, બેંક સ્ત્રીટ, કોટ, મુંબઇ મધ્યે છાપ્યું છે.

---

૧૯૧૯.

# સર શંકર નાયરની મીનીટ.

## હિંદી સરકારના ડીસપેચથી જુદા પડતાં કરેલી મીનીટ.

ગઈ તા૦ ૫ મી માર્ચે હીંદી સરકારે મી૦ મોન્ટેગ્યુ ઉપર એક ડીસપેચ મોકલ્યો. હતો આ ડીસપેચમાં કરવામાં આવેલી ભલામણો મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારાને કેવો ફટકો મારે છે તે સર શંકર નાયરે જુદી પડનારી મીનીટમાં બતાવી આપ્યું છે. આ મીનીટ હીંદની રાજદ્વારી લડતમાં એક અગ્રસ્થાન રોકે તેવી છે જે આખી અમે નીચે પ્રગટ કરીએ છીએ.

### સર સી. શંકર નાયરની મતભેદ પત્રિકા.

ના૦ શહેનશાહની સરકારની રાજ્યનીતી "બ્રીટીશ સામ્રાજ્યના એક અંગ તરીકે હીંદમાં જોખમદાર કારોબાર મેળવવા તરફ પ્રગતી" કરવાની છે. કેટલાક એનો એવો અર્થ કરે છે કે ધીમે ધીમે સંપુર્ણ કાબુ પાર્લામેન્ટ પાસેથી લઇ હીંદમાં ધારામંડળને સોંપવો. પરંતુ "હીંદ બ્રીટીશ સામ્રાજ્યનું એક અંગ" બનવું જોઇએ, એ શબ્દો આવો અર્થ થતો અટકાવવા પુરતો જણાય છે. જ્યાં સુધી હીંદ બ્રીટીશ સામ્રાજ્યનું એક અંગ રહેશે ત્યાં સુધી પાર્લામેન્ટનું ઉપરીપણું કબુલ કરવું પડશે અને જાળવવું પડશે. બ્યવહાર અને ઉત્તર રૂઢી વડે પાર્લામેન્ટની સત્તાના અમલની કંઇક હદ બાંધી શકાય ખરી. ખરૂં જોતાં "પાર્લામેન્ટના કાબુ" નો અમુક સંસ્થાનોમાં એક અર્થ થાય અને બીજામાં બીજો અર્થ થાય. કેટલાક કારણો કે જે જણાવવાની જરૂર નથી તેને લીધે હીંદીસરકારની વચ્ચે પડવાનો પાર્લામેન્ટનો હકક શંકારહીત છે. મારા ધારવાપ્રમાણે "જોખમદારી" નો અર્થ કારોબારી મંડળને પ્રજાના પ્રતી

નીધીની બનેલી ધારાસભાના આજ્ઞાધારક બનાવવું તેવો છે. તેથી કારોબારી મંડળ ધારાસભા નીમે કે નહીં તેમાં કાંઇ ભેદ નથી. મુખ્ય મુદ્દો એ છે કે દરેક બાબતમાં કારોબારી મંડળે ધારાસભાની ઇચ્છાનો અમલ કરવો.

## પાર્લામેન્ટની સત્તા કોને સોંપવી ?

મારા સહકારીઓની દરખાસ્તો પાર્લામેન્ટનો કાબુ કમી કરી દેશની ધારાસભાને સત્તા સોંપવાના હેતુથી નથી, પરંતુ હીંદના કારોબારી મંડળને સત્તા સોંપવા માટે છે. હીંદીઓની ઇચ્છા કાબુ રાખવાની પાર્લામેન્ટની સત્તા કારોબારી મંડળને સોંપી દેવાની નથી, પરંતુ પાર્લામેન્ટને યોગ્ય લાગે ત્યારે હીંદની પ્રજાકીય સભાને તે સોંપવાની છે. વચગાળેના સમય દરમીયાન કારોબારી મંડળના કહેવાથી અથવા બીજી રીતે હીંદમાં ધારાસભાને સોંપેલી સત્તાની વચ્ચે પાર્લામેન્ટ અથવા પાર્લામેન્ટના પ્રતીનીધીરૂપ કોઇ સતા પડી શકે. હું નથી ધારતો કે મોડરેટ હીંદી અભીપ્રાય હીંદના કારોબાર ઉપર પાર્લામેન્ટના વ્યાજબી અંકુશની સામે વાંધો ઉઠાવશે. મારા જાણવા મુજબ તેઓ તેવો અંકુશ માંગે છે. આ મતભેદ ઉપરથી હીંદી સરકારે રજુ કરેલી અને કોંગ્રેસે રજુ કરેલી ઘણી દરખાસ્તો વચ્ચેના ભેદનો ખુલાસો મળી શકશે. હાલના બંધારણ મુજબ ઇન્ડીયા ઓફીસ અને હીંદી વજીર પાર્લામેન્ટનાં ખરા પ્રતીનીધીરૂપ નથી.

## પ્રાચીન હિંદમાં પ્રજાકીય કારોબાર હોવાના પુરાવા.

બીજી ટીકા એ કરવામાં આવે છે કે હીંદી પ્રજાને જવાબદાર રહે એવો કારોબાર હીંદમાં દાખલ કરવો ઇષ્ટ નથી કેમકે હીંદમાં એકહથ્થુ કારોબાર સીવાય બીજી એ કેરૂઢી પ્રચલીત નહોતી તેથી એવી રૂઢી હીંદીઓને નવીન તથા પ્રજાની રૂચીની વીરૂધ્ધ છે. જેઓ આ દલીલ કરે છે તેઓ કેળવણી, આસપાસનું વાતાવરણ, સોબત, રાજકીય ઉત્ક્રાંતી અને સમયનો જુસ્સો ઇત્યાદીની અસર તરફ બેદરકારી બતાવે છે. એ ઉપરાંત એકહથ્થુ સીવાયનો કારોબાર હીંદની પ્રજાને નવીન નથી. તે માટે હું યુરોપીયન લેખકોનુંજ પ્રમાણ રજુ કરીશ. પ્રોફેસર રીઝ ડેવીડઝ લખે છે કે, "બુધ્ધ લોકોના જુના ઇતીહાસીક લેખો ઉપરથી ખુલ્લું જણાય છે કે તે વખતે ઓછીવતી સત્તાવાળા એકહથ્થુ કારોબાર સાથે સાથે સંપુર્ણ યા અધુરી સ્વતંત્રતાવાળા રીપબ્લીક પણ હતા" તેજ લેખક આગળ લખે છે કે, "પ્રજાનું કારો

બારી અને ન્યાય વીષયકકાર્ય કપીલવસ્તુના સભાસ્થાનમાં એકત્ર થયેલા યુવાનો અને વૃધ્ધોના બનેલા પ્રજામંડળદવારા થતું હતું. એક આગેવાનને કેવી રીતે અને કેટલા વખત માટે :તે જણાયું નથી પરંતુ તેને અમલદાર તરીકે ચુંટી કાઢવામાં આવતો અને તે સભા અને રાજ્યના કારોબારી મંડળનું પ્રમુખસ્થાન લેતો. તે રાજાનો ખીતાબ ધારણ કરતો. આ ખીતાબ રોમન કોનસલ યા ગ્રીક ઓરકનને મળતો હતો.'' ગ્રીક લેખકોએ "પ્રજાકીય કારોબારવાળાં શહેરોમાં વસતી પ્રજા'' વીષે ઉલ્લેખ કર્યો છે. (પ્રાચીન હીંદ–એલેકઝાંડરની ચઢાઇ, મેક ક્રીનડલ, પાનું ૨૯૨). "રાજાનો નહીં પણ પ્રજાકીય કારોબાર''વાળી પ્રજા વીષે પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એલેકઝાંડરની સામે લડનારી કેટલીક જાતો પણ પ્રજાકીય કારોબાર નીચે રહેતી પણ તેમાં જણાવવામાં આવી છે. (એરીયન અનાબેસીસ, મેક ક્રીનડલ, પાનું ૧૫૪). ડાયા ડોરોસ લખે છે કે, "પાતાલ શહેરમાં રાજકીય મંડળ સ્પાર્ટાની પધ્ધતીપર રચાયેલું હતું, કેમકે લડાઇની સરદારી બે જુદા જુદા વંશના રાજાઓના હાથમાં હતી અને રાજ્ય ઉપર વડાઓના કાઉનસીલની સર્વોપરી સતા હતી.'' આ વીષયમાં છેલ્લામાં છેલ્લા પ્રમાણરૂપ મી૦ હેવેલ લખે છે કે, "યુરોપમાં સામાન્ય માન્યતા એવી છે કે હીંદની એકથ્થુ રાજસતા નીરંકુશ અને અનીયંત્રીત જોહુકમી હતી. પરંતુ મુસલમાન અમલ પહેલાના વખત સંબંધમાં તો આ માન્યતા હીંદી ઇતીહાસ વીષે યુરોપીયનનોનાં ભેજામાં ઘુસેલી ખોટી ભ્રમણાઓમાંની એક છે. ઘણાઓ જાણીને આશચર્યમાં ગરકાવ થશે કે ઇસ્વી સન પુર્વે છઠી સદી પહેલાં હાલની પાશ્ચીમાત્ય પાર્લામેંટની માતારૂપ રાજકીય મંડળને હીંદમાંના આર્યન રાજ્ય મંડળ સાથે ગાઢ સંબંધ હતો અને તેના વંશજો નોરમન ચઢાઇ વખતે રાજ્યમાં મોટી સતા ભોગવતા હતા. અંગ્રેજોએ પોતાના નાખુશ રાજાઓ સાથે સખત મારામારી અને સીવીલ વોર જગાવીને સ્વતંત્રતા મેળવી છે. હીંદનું આર્યન રાજમંડળ પ્રજાના બુધ્ધીશાળી પુરૂષોને મળેલી ઉદાર ભેટ હતી. તે ભેટ એકાદ વર્ગના હીત માટે નહોતી પરંતુ દરેક વર્ગને તેની શકતી અનુસાર સંપુર્ણ સ્વતંત્રતા અને અધ્યાત્મક તથા સંસારીક સાધનો આપવા અને સર્વેનું સામાન્ય હીત જાળવવા અર્થે હતી.'' મેગાસ્થીનીએ દક્ષીણ હીંદના રાજ્યમંડળોને રાજાઓપર અંકુશ રાખનાર અને તેઓને પદભ્રષ્ટ કરનાર તરીકે વર્ણવ્યા છે. આવી જાતનો અમલ કેટલો સમય હયાત રહયો તે કહી શકાતું નથી.

પરંતુ એટલું તો ચોકસ છે કે પોર્ચુગીઝ ચઢાઇ વખતે હીંદના પશ્ચીમ કીનારાપર નાયર લોકોમાં તે ચાલુ હતો. એક પોર્ચુગીઝ લેખકે રાજાઓ ઉપર કાબુ ધરાવનાર "પાર્લામેંટ" વીષે ઉલ્લેખ કર્યો છે. (લોગનનો ડીસ્ટ્રીક્ટ મેન્યુઅલ ઓફ મલબાર). વાયવ્ય સરહદ ઉપર બ્રીટીશ મુલકમાં કમીશનર યા ડેપ્યુટી કમીશનરે નીમેલા જીરગાહ અસલના વખતમાં લડાઇ, સુલેહ અને એવા અગત્યના રાજ્યના સવાલોનો નીર્ણય કરનારી તાયફાવાળાઓની મંડળીઓના પ્રતીનીધીઓ છે. સરહદની પેલી બાજુ જીરગાહ લોકો હજુ એવી સતા ભોગવે છે. હીંદના રાજકીય સંજોગો પ્રજાકીય મંડળોને અનુકુળ નહોતા. બ્રીટીશ સરકારે હીંદનો કબજો લીધો ત્યારે પ્રજાકીય કારોબારનો જુસ્સો મરી ગયો નહોતો એ ખુલ્લું છે.

બ્રીટીશ સરકારે હીંદનો કબજો લીધો તે વખતે સામાન્ય ગામડાંઓમાં પ્રજાકીય કારોબાર ચાલતો હતો તેની ભાગ્યેજ ના પાડી શકાશે. મી૦ હેવેલ લખે છે કે, "ઇંડો-આર્યન ધર્મના સામાજીક અને રાજકીય પાયા તરીકે હીંદી તત્વવેતાઓએ સ્થાનીક સ્વરાજ્ય માટે ઘડેલી યોજનાથી વધારે કળાપુર્વક ઘડેલી બીજી કોઇ યોજના અને સત્તાના દુરૂપયોગ સામે તેથી વધારે અસરકારક ઉપાય પ્રાચીન કે આધુનીક યુરોપનો ઇતીહાસ બતાવી શકશે નહીં." ચઢાઇઓ, અંધાધુંધી અને રાજ્યક્રાંતી પછી પણ ગ્રામ્ય પંચાયતો કેવી રીતે હયાત રહી શકી છે તે આમની સભાની સીલેક્ટ કમીટીના પાંચમાં અહેવાલમાં આબેહુબ વર્ણવામાં આવ્યું છે. આ પ્રશ્ન માટે સ્લીમેનની 'મુસાફરી" અને મેક્ષમુલરની "હીંદ આપણુને શું શીખવી શકે છે?" તે બે ગ્રંથમાંથી પ્રમાણુ મળશે. આ ગ્રામ્ય પંચાયતો દીવાની અને ફોજદારી ન્યાયનો અમલ કરે છે. વડી સરકાર ગામડાંના વતનીઓ સાથે નહીં પણ આ પંચાયતો સાથે કામ લેતી. પંચાયતો વતનીઓ માટે કર અથવા મહેસુલ નક્કી કરતી. જાહેર જમીન તેમનાં હસ્તક હતી અને નહિં કે સરકાર હસ્તક. પંચાયત ચુંટાયેલા સભાસદોની બનતી. ક્રીષ્ણાસ્વામી આયંગર "પ્રાચીન હીંદ" નામના ગ્રંથમાં લખે છે કે, "આપણે ત્યાં ચુંટણી માટે મત આપનારાઓની લાયકાત વગેરે માટે નીયમો કોતરેલા લેખોમાં સાચવી રાખવામાં આવ્યા હતા." પરંતુ તે નીયમો બ્રીટીશ સરકારની મહેસુલ અને દીવાની, ફોજદારી ન્યાયની રૂઢીને અનુકુળ નહોતા. ગામડાંના જુના અધીકારીઓને સરકારે સરકારી નોકરો બનાવ્યા અને તેઓ પ્રજામત પ્રમાણે સરકારી જુલમગારો બન્યા.

ગ્રામ્ય પંચાયતનો સ્વીકાર કરવામાં ન આવ્યો અને કેટલાક જીલ્લામાં તો કાયદા વડે તેનો નાશ કરવામાં આવ્યો. સામાન્ય જમીન સરકારી બની. બ્રીટીશ કાયદા અને કારોબારે ઉભી કરેલી ગ્રામ્ય સંસ્થાઓ પ્રાચીન પંચાયતો સાથે જરાપણ મળતી નથી. માત્ર જીજ્ઞાસાની ખાતર પણ જેઓએ ગ્રામ્ય પંચાયતના ઇતીહાસનો અભ્યાસ કર્યો હશે એવો કોઇપણ એમ નહીં કહી શકે કે લોકોમાંથી પ્રજાકીય કારોબારનો જુસ્સો મૃત્યુવશ થયો છે.

દરેક હીંદી વકીલ જાણે છે કે જ્ઞાતી મહાજનો મોટી રકમની મીલકતની માલીકી જેવી ગુંચવાડાભરી તકરારો પતાવે છે. ન્યાતના અમલ તરફની દલીલ હીંદી રાજ્યનીતીમાં નીરંકુશતા જાળવવાની હીમાયત કરનારાઓને સારો જવાબ પુરો પાડે છે. વારસાને લગતી અને એવીજ બાબતોમાં આપણે હમણાં જે કાયદાનો અમલ કરીએ છીએ, તે કાયદા માટે કોઇ રાજાની મંજુરી લેવી પડી નહોતી. તે કાયદાઓ રાજાએ ઘડયા નહોતા પરંતુ ધારાશાસ્ત્રીઓએ ઘડયા હતા અને જ્ઞાતીઓ અને ગ્રામ્ય પંચાયતો પોતાની સમક્ષ આવતી તકરારોમાં તે કાયદા લાગુ પડતા હતા. તદન એક હથ્થુ સત્તા સીવાયની બીજી રૂઢી હીંદુ વીચારને પ્રતીકુળ છે એમ કહેવું તે સત્ય નથી.

## પ્રતીનીધી મંડળો માટે હીંદીઓની માંગણી.

હીંદીઓએ પોતાની જુદી જુદી સંસ્કૃતીમાંથી વીચારો અને રૂઢીઓ ગ્રહણ કરવા ઉપરાંત બ્રીટીશ રાજ્યની પ્રતીનીધીત્વવાળી સંસ્થાઓના વીચારો પણ ગ્રહણ કીધા છે. છેલ્લાં પાંત્રીસ વર્ષથી હીંદીઓ મ્યુનીસીપલ બોર્ડ જીલ્લા બોર્ડ, તાલુકા બોર્ડ, કોંગ્રેસ અને કોન્ફરંસની ચુંટણી અને પ્રતીનીધીત્વથી ઓછાવત્તા પરીચીત થતા ગયા છે. તેઓ ધારાસભામાં પણ પ્રતીનીધીત્વ દાખલ કરાવવા અરજ કરી રહયા છે. આજના વીચારશીલ હીંદીઓને પ્રજાના પ્રતીનીધીઓ પ્રજાના સવાલોનો નીવેડો લાવે એવા કારોબાર સીવાય બીજો અન્ય કારોબાર રૂચતો નથી. હીંદની હાલની સ્થાતીમાં કેવા સુધારાની જરૂર છે અને કેવા સુધારા પ્રજામતને સંતોષ આપશે તે જાણવા માટે ઉપલા સવાલ સંબંધી હીંદી પ્રજામત તપાસવો જરૂરી છે. મારા સહકારીઓએ આ વીચાર ધ્યાનમાં રાખ્યા નથી અને તેથી સુધારાની યોજના ૧૯૧૭ ના આગસ્ટની તા૦ ૨૦ મીના ઢંઢેરાથી તદન જુદીજ અને

હાલના મામલાને પહોંચી વળવાને અપુર્ણ બને તેવા ફેરફાર સુચવ્યા છે આ પુરવાર કરવાં હું પહેલાં સુધારાના રીપોર્ટમાંની દરખાસ્તો રજુ કરીશ અને મારા સહકારીઓએ સુચવેલા ફેરફાર વીષે ચર્ચા કરવા પહેલાં છેલ્લાં ત્રણ વર્ષમાં ઉભાં થયેલા સવાલો કે જેનો મારા સહકારીઓએ પુરતો વીચાર કર્યો જણાતો નથી તે સવાલોની હાલની સ્થીતી તરફ ધ્યાન ખેંચીશ.

## પ્રાંતીક કારોબાર.

રીપોર્ટની દરખાસ્તોના મુખ્ય કરીને ત્રણ વીશાળ વીભાગ પાડી શકાય છે.

(૧) કેટલાંક સરકારી ખાતાંઓ જેવા કે સ્થાનીક સ્વરાજ્ય વગેરે જે હીંદી પ્રધાનોના કાબુ નીચે મુકવામાં આવનાર છે. તે પ્રધાનો પ્રજાએ ચુંટેલા સભાસદોની બહુમતીવાળી પ્રાંતીક ધારાસભાને જવાબદાર રહેશે, આ ખાતાઓ તે ઇલાકાના ગવરનની સામાન્ય દેખરેખ નીચે પ્રજાકીય પ્રધાનોના અમલમાં મુકવામાં આવશે.

(૨) બીજાં ખાતાંઓ જે સ્વાયત વીષયોના હશે તે એક અંગ્રેજ સીવીલીયન અમલદાર અને ગવરનરની ભલામણવાળા એક હીંદી સભાસદની બનેલી કારોબારી સભાના અમલ તળે રહેશે. પ્રજાકીય પ્રધાનો અને ધારા સભા સ્વાયન્ત વીષયોના કારોબારપર ઘણી લાગવગ ભોગવશે, પણ તે એવી રીતે કે કારોબારી સભા અને પ્રધાનો દરેક ઉપયોગી બાબતોમાં એકસંપીથી કામ કરનાર સંયુકત સરકાર બની રહેશે જો કે દરેક ખાતા માટે નીર્ણય તે ખાતાનો કારોબારી સભ્યજ કરશે. બજેટ બન્ને માટે એકજ રહેશે અને પ્રધાન તથા કારોબારી સભાસદ વચ્ચે મતભેદ પડતાં ગવરનરને તેનો ચુકાદો આપવાનો અધીકાર રહેશે. ધારાસભામાં પોતાને યોગ્ય લાગે તે ફેરફારો બજેટમાં કરી શકશે પરંતુ એવી શરતે કે સ્વાયત વીષયના હીત માટે ગવરનરને યોગ્ય લાગે તે બાબતમાં બજેટની અસલ રકમ તે કાયમ રાખી શકશે. કોઇ પણ બાબતમાં કોઇપણ જાતનો કર પ્રજાકીય પ્રધાનની મંજુરી સીવાય નાંખી શકાશે નહીં. આ ઉપરથી જોઇ શકાશે કે સ્વાયત વીષયના કારોબાર પર પ્રજાકીય પ્રધાન અને ધારાસભાને મોટી લાગવગ રહેશે, અને એ રીતે કેટલીક મહત્વની બાબતોમા કારોબારી મંડળ ધારાસભાની લાગવગને આધીન બનશે. હીંદી સરકાર સુધારાને પાછળ હઠાવનારી જે દરખાસ્તો કરી રહયા છે તે જોતાં સ્વાયન્ત વીષયને લગતી ઉપલી દરખાસ્તો ઘણી અગત્યની છે.

સ્વાયત્ત લીસ્ટમાંથી કેટલાક વીષયો પરાયન્ત લીસ્ટમાં ફેરવવા પાર્લામેંટરી કમીશને વારંવાર તપાસ કરવાની છે. પરાયન્ત વીષયોના કારોબારમાં પ્રધાન અને ધારાસભાની ફત્તેહ કોઇ પણ સ્વાયન્તવીષયને પરાયત્ત બનાવવાના કારણુ માટે પુરતી ન થઇ પડે, કેમકે બંને વીષયો જુદી જુદી જાતના છે. સ્વાયન્ત વીષયોના કારોબાર માટે પ્રધાન અને ધારાસભા જે સલાહ અને જે દબાણુ વાપરી શકશે તેજ આજ સુધી તેમને નહીં સોંપવામાં આવેલી બાબતોપર અમલ કરવાની તેમની લાયકાત માટે કમીશનની સંતોષકારકરીતે ખાત્રી કરી આપશે. સ્વાયન્ત વીષયપર પ્રધાન અને ધારાસભાના દબાણુની કલમો સુધારાના રીપોર્ટનો અગત્યનો ભાગ છે. હીંદી દ્રષ્ટીએ તે વીશેષ અગત્યની છે. સ્વાયત્ત વીષયોમાં સ્વાભાવીકરીતે એટલા જુદા જુદા અને મહત્વના વીષયો સમાયલા રહેશે કે જેમાં પ્રજાના મત પ્રમાણે કારોબારી અને બીજા સુધારાની જરૂર પડશે. ઉપલી કલમોને લીધે પ્રધાનો અને ધારાસભા કેટલાક જરૂર અને લાભદાયક સુધારા માટે આગ્રહ કરી શકશે, અને તેથી જો તે સુધારાનો અમલ નહીં થશે તો તપાસ કરવા નીમાયેલું કમીશન કારોબારની ખામી માટે કારોબારી સભાને જવાબદાર ગણી શકશે, અને તે ખાતાઓ પ્રધાન અને ધારાસભાને સોંપવાનું યોગ્ય ગણુશે.

(૩) ત્રીજા ખાતાઓ એવા છે કે જે વડી સરકારના હસ્તક રહેશે અને જેને માટે વડી સરકાર પાર્લામેંટને જવાબદાર ગણાશે. તેઓ ધારાસભાને જવાબદાર રહેશે નહીં, પરંતુ ધારાસભા અને કારોબારી સભામાં હીંદી તત્વ વધારવાનું છે તેથી તેઓ હીંદી સરકારના ઠરાવોપર અસર કરી શકશે. વળી રીપોર્ટનું એક મુખ્ય લક્ષણુ એ છે કે હીંદી સરકારે દેશની સુલેહશાંતી, વ્યવસ્થા અને સારા કારોબાર માટે જરૂરના જેમ બને તેમ થોડા વીષયો પોતાના કાબુમાં રાખવાના છે. એટલા માટે હીંદી સરકારની ફરજોને અનુકુળ જેટલું બને તેટલું વધુ પ્રાંતીક સરકારને સુપ્રત કરવાનું છે. આ સવાલના એક મુખ્ય મુદ્દા ઉપરથી જણુાય છે કે હાલની રૂઢીમાં સુધારાં અશકય નહી તો મુશ્કેલ તો છેજ.

## હીંદીઓ તરફ શંકાની નજર.

આ સીદ્ધાંતો અને પ્રાંતોને લગતી સામાન્ય યોજના હું સ્વીકારૂં છું. હું થોડા ફેરફાર સુચવીશ પરંતુ તે ઉપલા સીદ્ધાંતોને અનુકુળ હશે તેવા અને તે સીદ્ધાંતોનો પ્રાંતીક કારોબારમાં વધુ અમલ કરવાના હેતુથીજ હશે.

પરંતુ મારા સહકારીઓએ યોજના તદ્દન ફેરવી નાખી છે, તે હવે બતાવવામાં આવશે. તેઓએ સુધારેલી યોજનાં પ્રમાણે પરાયન્ત ખાતાઓમાં જરાપણ જોખમદારી સોંપવામાં આવી નથી અને સ્વાયત્ત ખાતાપરના પ્રધાન અને ધારાસભાના લાગવગને તદ્દન ઉડાડી મુકવામાં આવ્યો છે. પોતાની દરખાસ્તોના ટેકામાં તેઓએ એવું અનુમાન કર્યું છે કે યોજના પ્રમાણે જેઓને સન્તા સોંપવામાં આવનાર છે તેઓના સંખ્યા બહુજ અલ્પ છે અને તેઓ તે સન્તાનો જનસમુહના ગેરલાભમાં દુરૂપયોગ કરશે, સુધારાની માંગણી તદ્દન નાના અને મહત્વ વગરના વર્ગની છે, રાજકીય પ્રગતી સાથે કાર્ય કુશળતા ધટશે અને આજ સુધી બ્રીટીશ ધોરણ આદર્શ ઉપર ચાલેલો કારોબાર ધીમે ધીમે હીંદી લક્ષણુવાળો બની જશે. સુધારાના અસલ રીપોર્ટમાં પણ આવાજ શ્રંકાના ચીન્હો જણાયછે. અને તેથી તે રીપોર્ટ ઘડનારાઓએ સુધારાના ક્ષેત્રમાં બહુજ અંકુશો રાખ્યા છે. આ સંબંધી નીચેની વીગતો ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

## હીંદી રાષ્ટ્રાય કોંગ્રેસની માંગણી.

હીંદી રાષ્ટ્રીય કોંગ્રેસ ૧૮૮૫ માં હીંદી સરકારની આપખુદ સન્તા બની શકે તો કમી કરવા અને અંગ્રેજી ધોરણુ અને આદર્શો પ્રમાણે અમલ કરવા તેના પર દબાણુ કરવા માટે શરૂ થઇ હતી. આ માટે એવી આશા રાખવામાં આવતી હતી કે આપણી ફર્યાદો હીંદી અને બ્રીટીશ સરકાર પાસે જાતે અને ધારાસભામાં ચુંટેલા સભાસદો દ્વારા રજુ કરવાથી દાદ મળશે. પહેલી કોંગ્રેસે પ્રજાની પડતીને લીધે હીંદી કારોબારમાં તપાસ કરવા માટે માંગણી કરી. હીંદના જુદા જુદા ભાગોના પ્રતીનીધીઓની કલકન્તા ખાતે મળેલી બીજી કોંગ્રેસે ના૦ શહેનશાહ માટે મુબારકબાદીનો ઠરાવ કર્યા પછી નીચેનો ઠરાવ કર્યો હતો:—

"આ કોંગ્રેસ હીંદની પ્રજાનાં મોટા ભાગની ગરીબાઇ પ્રત્યે સહાનુભુતી દર્શાવે છે અને તે તરફ ગંભીર ભયથી જુએ છે. અને (જો કે સરકાર તે તરફ બીલકુલ બેદરકાર નથી અને અમુક ઉપાયોનો વીચાર ચલાવે છે એ જાણુવામાં છે છતાં) તેની ચોકકસ ખાત્રી થઇ છે કે પ્રજાની સ્થીતીના ઉધ્ધાર માટે પ્રતીનીધીત્વવાળી સંસ્થાઓ દાખલ કરવી એ બહુજ અગત્યનું વ્યવહારૂ પગલું થઇ પડશે."

આ ઉપરથી માલુમ પડશે કે પ્રતીનીધીત્વવાળી સંસ્થાઓ હીંદની વધતી જતી દરીદ્રતાનો અસરકારક ઉપાય કરવા માટે માગવામાં આવતી હતી એ નોંધ લેવા લાયક છે કે જનસમુહની દરીદ્રતા માટે ઉપાયો સુચવવા સુધારાઓ રજુ કરવામાં આવતા જેવા કે કાયમની મહેસુલ રૂઢી, હીંદીઓને વધુ નોકરીઓ, હીંદી વેપારને ઉત્તેજન વગેરે. પરંતુ તે સુધારા રદ જતાં ઉપયોગજ ઠરાવ પસાર થયો હતો. ત્રીજી કોંગ્રેસના સત્તાવાર અહેવાલમાં નોંધ છે કે, "જ્યાં સુધી દેશના કારોબારમાં વજનદાર અવાજ મેળવી શકાય નહીં ત્યાં સુધી આસપાસની દરીદ્રતાનો મહત્વનો ઉધ્ધાર મેળવવાની હીંદી પ્રજા આશા રાખતી નથી. બીજા કોઇ પણ કારણ કરતાં આ ખાત્રી ને લીધેજ પ્રતીનીધીત્વ મેળવવાની દીશામાં પ્રયત્નો વધારે મક્કમ અને આતુર બનતા જાય છે. આ ઉપરથીજ મુકતીફોજવાલા જનરલ બુથે હીંદના ભુખે મરતાં કરોડો ગરીબો તરફ કોંગ્રેસનું ધ્યાન ખેંચી અમુક યોજનાઓ સુચવી અને સાતમી કોંગ્રેસે ઠરાવ કર્યો કે ભુખે મરતાં કરોડો ગરીબોના દુઃખનું નીવારણ ઉપાયોમાં નથી પરંતુ તેનું નીવારણ કંઇપણ હોય તો તે જેમાંથી આ ચોમેર ફેલાયલું સંકટ ઉભું થાય છે તે પ્રતીકુળ સંજોગો સુધારવામાં અને પ્રજાનું નૈતીક ધોરણ ઉનંત બનાવવાંજ છે." પ્રથમ ઉપાય સંબંધી કોંગ્રેસના કાર્યક્રમમાં સઘળા પ્રાથમીક જરૂરી સુધારાઓ છે અને બીજા સંબંધી દરેક પ્રાંત, જ્ઞાતી અને જાહેર યા ખાનગી સંસ્થાઓ દર વર્ષે વધુ ઉત્સાહથી કામ કરી રહી છે.

ત્યારથી આજ દીવસ સુધી કોંગ્રેસ જે જે સુધારા માટે આગ્રહથી માંગણી કરતી રહી છે તેમાં જનસમુહના હીત માટે ફરજીયાત પ્રાથમીક કેળવણી, ઉદ્યોગીક પ્રગતી માટે ટેકનીકલ કેળવણી, સુખાકારી વગેરે માટે સ્થાનીક સ્વરાજ્ય, વધારે સારા ન્યાય માટે ન્યાય અને કારોબારી ખાતાંના કામની વહેંચણી, જમીન મહેસુલની રૂઢીમાં સુધારો, જમીન એ સરકારી મીલકત છે અને કારોબારી સભા તેનો મરજી પડે તેમ ઉપયોગ કરે તે સીધ્ધાંતનો ત્યાગ, મહેસુલને પ્રતીનીધીત્વવાળી ધારાસભાના અંકુશ તળે મુકી જમીનનો રાસ્ત્રીય મીલકત તરીકે સ્વીકાર, અને જાતીભેદ સીવાય પબ્લીક સર્વીસમાં વધુ હીંદીઓને દાખલ કરવા વગેરે કોંગ્રેસે માંગેલા સુધારામાંના ઘણા અગત્યના સુધારા ઉપર મુજબ છે. આ અને બીજા સુધારા તરફ સરકારનું ધ્યાન ખેંચનારા તે હીંદીઓ હતા કે

જેમની શકતી માટે જરાપણ શંકા નહોતી, જેઓએ સરકારી ખાતામાં મોટા હોદદા મેળવ્યા હતા, અને જેમની શકતી માટે કાંઇ કહેવા પણું નહોતું. ચળવળ માત્ર કોંગ્રેસના મંડપમાંજ નહોતી પરંતુ બહાર પણ હતી. તે પછી ધારાસભામાં ચુંટાયેલા પ્રતીનીધીઓએ એ ચળવળ ચાલુ કરી પરંતુ તે બધુ ફોકટ! પરીણામ ઉલટું એ આવ્યું કે અંગ્રેજ આદર્શો હીંદને અનુકુળ નથી એ બહાર હીંદની પ્રગતી સામે સીવીલ સર્વન્ટોની લડત મજબુત થઇ. સ્વ. ગોખલેએ કહયું હતું કે, "મીઠું મીઠુ બોલવામાં સમભાવ, સુધારા માટે વ્યકતીગત દરખાસ્તો, ચોકકસ ઠરાવો સામે સામાન્ય વીરોધ, અને બ્રીટીશ પ્રજાની ખુલ્લી ઇચ્છાઓ અને હુકમોનું ઉલ્લંધન નહીં તો તેનો અનાદર એજ સીવીલ સર્વન્ટોની વલણુના ખાસ લક્ષણો છે." જે કોઇ રાજકીય પુરૂષે હીંદના જાહેર જીવનમાં ભાગ લીધો છે. અથવા દેશના ખરેખરા કારોબારનો જેને અનુભવ છે તે એવાજ નીર્ણયપર આવ્યો છે કે દેશના સઘળા કારોબારપર સતા ભોગવતા સીવીલ સર્વન્ટો કે જે દેશના હાલના સંજોગોમાં અનીવાર્ય છે તેમના હાથ તળે કંઇપણ ખરી પ્રગતીની આશા રાખી શકાય નહીં. ગેરકારોબારની ફર્યાદ અને દેશના હાલના સંજોગોમા તેની દાદ મેળવવાની ખુલ્લી નીરાશાજ ફીતુર અને ફીતુરી હીલચાલનું કારણ છે. સ્વરાજયની સ્વાભાવીક ઇચ્છા અને લડાઇ પછી મુકત થયેલા બળે સુધારાની માંગણીને મજબુત કરી. આ માંગણીનું મુળ સુધારાના રીપોર્ટમાં જણાવવામાં આવે છે તેમ ઇંગ્રેજી કેળવણી લીધેલા હીંદીઓની દેશના કારોબારમાં વધુ ભાગ અથવા સ્વરાજય માટેની વધુ ગમે તેવી સ્વાભાવીક ઇચ્છામાં નથી. જો કે કેટલાક પ્રગતી ઇચ્છનારા હતા કે જેઓ આજથી વીસ વરસ પહેલાં પણ હોમરૂલજ માંગતા. સુધારાને પ્રથમ અંગ્રેજ આદર્શો પ્રમાણે કારોબારમાં સુધારો કરવાના ઉપાય તરીકે ગણવામાં આવ્યો હતો અને હજી પણ ઘણાઓ એમજ માને છે. પરંતુ સ્થીતી હવે બદલાઇ છે અને દરેક સરકારી ખાતામાં અને સ્વરાજયમાં હીંદીઓ હોય તેમાંજ પરીપુર્ણ અને ઉપલી ફર્યાદોનો ઉપાય માનવામાં આવે છે.

## કોંગ્રેસના વીરોધીઓની ખટપટ.

આ હીલચાલના વીરોધીઓ એમ કહેતા કે કોન્ગ્રેસ બંગાળીઓ અને દક્ષીણુ હીંદના બ્રાહમણોએ શરૂ કરી છે અને સમસ્ત હીંદ તેમાં સામેલ નથી. આ બંગાળી અને દક્ષીણુ હીંદવાસી ચળવળ કરનારાઓ સાથે મરાઠા

ઓને કાંઇ સંબંધ નથી એમ જાહેર કરવા તેમને આમંત્રણ આપવામાં આ વ્યું હતું. તેનો કેવો જવાબ વાળવામાં આવ્યો હતો તે આપણે જાણીએ છીએ. મુસલમાનોને એમ ભડકાવવામાં આવ્યા હતા કે અમુક વર્ગની ચળ વળને સરકાર સહન કરી લેશે. પરંતુ મુસલમાનો પ્રત્યે તેટલી સહનશીલતા બતાવવામાં આવશે નહીં. કોંગ્રેસ તેમની દુશમન છે એમ કરવામા જરાએ કચાશ રાખવામાં આવી નહોતી. સુધારા વીરૂધ્ધની મુસલમાનોની વલણ ઉપરથી આ મતભેદ સમજી શકશે. અલબત મુસલમાનોનો આગળ વધેલો વર્ગ હીંદુઓ કરતાં પણ વધારે સુધારા ચાહે છે. કોંગ્રેસનાં વીરોધીઓને ખાત્રી હતી કે શીખ અને પંજાબી લોકો હોમરૂલની સામે પડશે. પરંતુ હોમરૂલના પંજાબીઓ કરતાં વધારે મજબુત અનુયાયી બીજા કોઇ નથી. દીલ્હીની છેલ્લી કોન્ગ્રેસમાં પંજાબીઓના મકકમ ઠરાવને લીધેજ સુધારાની યોજનાથી પણ આગળ પડતા સુધારા માંગવામાં આવ્યા હતા. બ્રાહ્મણેતર અને પછાત વર્ગોને પોતાની અનાથતા અને કંગાળ દશાનું ભાન થયું છે અને જે સરકારે તેમને છેલ્લી સદી દરમીયાન આવી હાલતમાં રહેવા દીધા છે તેનાપર આધાર રાખતા નથી અને પોતાના ભાવી માટેના નીર્ણયમાં પોતાનો ભાગ માંગે છે. એટલુંજ કહેવું બસ થશે કે તેઓ કારોબારી સભા માં અડધો અડધ હીંદીઓ રાખવા અને ધારાસભામાં બહુમતી પ્રજાના ચુંટાયેલા પ્રતીનીધીઓની હોય તે માટે માંગણી કરે છે, ગ્રાંડ કમીટીનો કે સ્ટેટ કાઉન્સીલનો ધારાસભા પર અંકુશ હોય તેમ તેઓ ઇચ્છતા નથા અને પ્રતીનીધીત્વ દ્વારા પોતાના હકક જાળવવા માંગે છે. પછાત વર્ગની ઉપલી માંગણીથી માંડી હોમરૂલ સુધીના જુદા જુદી જાતના સુધારા માંગવામાં આવે છે.

## હાલની ધારાસભાની નીષ્ફળતા.

૧૮૫૭ ના બળવા પછી સર સઇદ આહમદે જણાવ્યું હતું કે બળવો દેશની કઇ સ્થીતીને આભારી હતો તે માટે અંગ્રેજ પ્રજા તદન અજ્ઞાન છે. અને તેમને દેશની જરૂરીયાતો અંગ્રેજ રાજકર્તાને જણાવવા માટે ધારાસભામાં નીમેલા માણસો તદન નકામા જણાયા. સર કારી નીમણુંક તદન નીષ્ફળ ગઇ હતી. પ્રજાના પ્રતીનીધીઓ સભાવાળા ઓને પુરતા માહીતગાર રાખશે તો દેશની પ્રજાની સ્થીતી ઘણી સુરધશે એ વી આશાથી કોંગ્રેસે ધારાસભામાં પ્રતીનીધીતત્વ માગ્યું હતું જો કે લોર્ડ લેન્સડાઉને ધારાસભામાં પ્રતીનીધીતત્વ ઉમેર્યું હતું; પરંતુ ખરો સુધારો કંઇ

થયો નહોતો તેમના પંદર વર્ષના પ્રયત્ન નીષફળ ગયા પ્રજાના પ્રતીનીધી ઓને એમ કહેવામાં આવતું કે તેઓ પોતેજ દેશની સ્થીતી જાણતા નહોતા અને અમલદારો વધારે સારૂં જાણતા હતા. પ્રતીનીધીઓના સખત વીરોધ હોવા છતાં એવા કાયદા ઘડવામાં આવતા અને એ પ્રમાણે કામ લેવામાં આવતું કે જેથી દેશમાં ફીતુર પેદા થયો. ધારાસભામાં પ્રજાનો ખરો અવાજ રજુ થતો નથી એવો ઠપકો આપવામાં ન આવે એટલા માટે પ્રજાના જુદા જુદા વર્ગને ખરૂં પ્રતીનીધી મળે તે પ્રમાણે લોર્ડ મોરલીએ ધારાસભા વીસ્તૃત કરી. અમલદારોના વીચાર માટે હાંદીઓ પોતાના વીચારો ઘડી રજુ કરી શકે અને અમલદારો તેનો ઉતર આપી શકે એટલા માટે ધારાસભામાં ઠરાવો લાવવા માટેની સગવડ કરવામાં આવી બીજો અગત્યનો સુધારો એ કર્યો કે પ્રજાના વીચારોનો સ્વીકાર કરાવવા દબાણ ચલાવવા કારોબારી સભામાં હીંદીઓની નીમણુંકની ગોઠવણ કરી. આ અખતરો પણ ઘણો વખ અજમાવ્યા પછી નીષ્ફળ નીવડયો છે અને માત્ર કોંગ્રેસ કે દેશના પ્રજાકીય નાયકોજ નહીં પરંતુ દરેક વીચારશીલ માણસો એવા નીર્ણયપર આવ્યા છે કે હાલની રચ ના દેશમાં શાંતીજનક અને સારા કારોબાર માટે સંપુર્ણ નથી. પ્રજાની રા જકીય જાગૃતી કે જે યુરોપના મહાન રાજકીય સુધારા માંટેના બનાવોથી વધુ ઉતેજન બની છે તે સંબંધી સુધારાના રીપોર્ટમાં સુચન કરવામાં આ વ્યું છે એટલુંજ નહીં પરંતુ તે રીપોર્ટથી રાજકીય અશાંતીની તીવ્રતા અને વીશેષતા કમી થઇ છે. તે રીપોર્ટ સુચન કરે છે કે ધારાસભાની નીષ્ફળતાને લીધે અશંતોષ અને અમલદારો અને બીન–અમલદારો વચેનો અંતરપટ વ ધતો જાય છે તે સત્ય છે. પરંતુ આ બધું અમલદારી વલણને આભારી છે તે તેમાં સંપુર્ણપણે બતાવવામાં આવ્યું નથી. રીપોર્ટમાં લંબાણથી જણા વેલા હીંદી કારોબારના હાલના બંધારણ તળે કોઇપણ જાતની પ્રાગતીક, રાજ્યનીતી દાખલ કરવી કે અમલમાં મુકવી અશકય નહીં તો મુશ્કેલ તો છેજ એ સામાન્ય રીતે કબુલ કરવામાં આવ્યું છે તેથી સુધારા માટે રજુ કરવામાં આવતા આ બીજા કારણપર હું ચર્ચા કરવાની જરૂર જોતો નથી.

## સુધારા માટે પ્રજાના કારણો.

રીપોર્ટમાં સુધારા માટે જે કારણો આપવામાં આવ્યા છે તે હું ઉપર જણાવી ગયો. તેઓ મોટા ફેરફાર માટે ભલામણ કરે છે. પરંતુ પ્રજાકીય આગેવાનો જુદાજ કારણસર સુધારાને આવશ્યક લેખે છે. સુલેહશાંતી, વ્ય

વસ્થા અને સારો કારોબાર એટલે કે બ્રીટીશ આદર્શો મુજબ કુશળ કારોબાર માટે તેઓ સુધારા માંગે છે. હાલની રૂઢી નાલાયક નીવડી છે. મુંબઇ ઇલાકામાં મરકી વખતે થયેલા તોફાનો કોઇપણ પ્રજાકીય કારોબાર તળે થવા પામત નહીં. મદ્રાસ ઇલાકામાં ટીનેવેલીનું તોફાન અને મી૦ આશેનું ખુન મીલમજુરોની સ્થીતી સુધારવાના મી૦ ચીદામ્બરમ પીલાઇના પ્રયત્નો અને સ્વદેશી સ્ટીમ નેવીગેશન કંપનીમાં મી૦ આશેએ માથું માર્યું તેને આભારી હતાં. સારા કારોબારની સામાન્ય સ્થીતીમાં આવું બનતજ નહી. પુર્વ બંગાળામાં ફીતુર અને ફીતુરી હીલચાલને જન્મ આપનારા બનાવો પ્રજાકીય કારોબર તળે શકયજ નથી. ૧૯૦૭ માં પંજાબની અશાંતીનું મુળ કારણ ધારાસભામાં પસાર કરવામાં આવેલો કાયદો હતો કે જે સીપોઇ ને લશ્કરી વર્ગના વીરોધને લીધે વડી સરકારે રદ કર્યો હતો. નીર્દોષના રક્ષણ માટે સુધરેલા દેશોમાં જરૂર ગણાતું સામાન્ય કાયદાની અદાલતનું રક્ષણ અને સલામતીના ઉપાયો હીંદી પ્રજા પાસેથી છીનવી લેવા અને વ્યકતીગત સ્વતંત્રતા તેમજ છાપા અને ભાષણની છુટ અમલદારની દયાપર છોડવા વડી ધારાસભામાં જે કાયદાઓ પસાર કરવામાં આવ્યા તેજ પુરાવો આપે છે કે તે કાયદા ઘડવા માટે સરકાર જે કારણો રજુ કરે છે કે કારણોવાળી સ્થીતી ઉપસ્થીત કરનાર સરકારની હાલની રાજ્ય પદ્ધતીજ છે અને તેથી મહાન સુધારાની જરૂર છે. નાતજાતના ભેદને લીધે ઉભી થતી મુશકેલીઓ સુધારાને આડે આવવાને બદલે મહાન રાજકીય સુધારાની જરૂર સુચવે છે. જો જુદી જુદી કોમોના આગેવાનોને તેમના મતભેદો પોતાની મેળેજ પતાવવા દેવાની છુટ આપવામાં આવે તો એવી તકરારો કદાચ તદન બીલકુલ બંધ ન થાય તો ઓછી તો થાયજ એમ માનવાને ઘણાં સારા કારણો છે. આ દેશના જનસમુહના લાભ અર્થે પણ મહાન રાજકીય સુધારાની આવશ્યકતા છે. જનસમુહની સામાન્ય સ્થીતીમાં જાણવાજોગ ઉદ્ધાર કરવા માટેના કેળવાયલા વર્ગોના પ્રયત્નો નીષ્ફળ ગયા છે. સરકારે જરૂરી પગલાં લીધા નથી એટલુંજ નહીં પણ કેળવાયેલા વર્ગોના પ્રયત્નોને ટેકો પણ આપ્યો નથી.

## સરકારે પોતાના વચનોપર ફેરવેલું પાણી.

આ ઉપરાંત અનેક સુધારા માટે આજ સુધી વચન આપવામાં આવ્યા છે તેનો અમલ કરવા રાજકીય બંધારણમાં ફેરફાર કરવાની જરૂર છે. જાતી ભેદ રાખ્યા સીવાય હીંદીઓને પબ્લીક સર્વીસમાં દાખલ કરવા માટે આપા

યેલાં વચનો પાળવામાં આવ્યા નથી. જમીનની મહેસુલના કારોબારમાં જે સુધારા અનીવાર્ય હતા તે માટે સરકારે વચન આપ્યું હતું તે પણ પાછું ખેંચી લેવામાં આવ્યું છે. હીંદી સરકારે ન્યાય અને કારોબારી ખાતાં જુદાં પાડવા વચન આપ્યું હતું તેનો પણ અમલ થયો નથી. સ્થાનીક સ્વરાજ્ય માટે લોર્ડ રીપન અને લોર્ડ મોરલીના હુકમોની અવગણના કરવામાં આવી છે. કેળવણી સંબંધ ના૦ શહેનશાહની ઇચ્છાપર પણ પાણી ફેરવવામાં આવ્યું છે. ઉદયોગીક પુનરૂધ્ધાર માટે જરૂરી પગલાં લેવામાં આવ્યા નથી. આ બધી બાબતોમાં વચનનો સમય પસાર થઇ ચુકયો છે અને તેનો ખરે ખર અમલ થયા સીવાય અમારા ઢંઢેરાને કંઇ વજન આપવામાં આવશે નહીં, આવા સંજોગોને લીધેજ કોંગ્રેસે, મુસ્લીમ લીગે અને ધારાસભાના પ્રજાકીય સભાસદોએ પ્રતીનીધીત્વવાળી ધારાસભા માટે, કારોબારી સભાને તેવી ધારાસભાને આધીન બનાવી જોખમદારી કારોબાર માટે અને પ્રજાની માંગણીની અવગણના થાય એવી સ્થીતી ઉપસ્થીત ન થાય તે સારૂ કારોબારી સભામાં હીંદી તત્વ વધારવા માટે માંગણી કરી હતી અને તે માંગણીના જવાબમાંજ બ્રીટીશ સરકારે ક્રમશઃ સ્વરાજ્ય આપવા વચન આપ્યું છે અને તે વચન પાળવા તાકીદે પગલાં લેવા ભલામણ કરી છે. સુધારાને લીધે સતા એવા માણસોના હાથમાં જશે કે જેઓ જનસમુહના હીત માટે આતુર નથી એમ કહેવું તે સત્ય નથી. જનસમુહનેજ સતા સોંપવાનું બની શકે તેમ છે. સુધારાની માંગણી સામાન્ય છે અને તેનું પરીણામ એજ આવશે કે હીંદી કારોબારમાં બ્રીટીશ ધોરણ અને આદર્શો લાગુ પાડવામાં આવશે. સરકારી અભીપ્રાય એવો છે કે સરકાર જનસમુહનું હીત વધારે સમજે છે અને જાળવે છે અને સત્તા કેળવાયેલા વર્ગને સોંપવાથી જનસમુહને હાની પહોંચે છે પરંતુ આ સંબંધી હું પરીશીષ્ટ "એ" માં વર્ણવેલા ચંપારણ્ય અને ખેડાના બનાવો તરફ ધ્યાન ખેંચીશ. બીજા કારણોસર પણ તે બનાવો અર્થસુચક છે. આ બધું ધ્યાનમાં રાખી હું સુચવેલા સુધારા તરફ વળીશ.

## પરાયત્ત ખાતાંઓ.

પ્રથમ આપણે પરાયત્ત ખાતાંઓ એટલે કે જે ખાતાંઓ પ્રજાકીય પ્રધાનો અને ધારાસભાના કાબુ નીચે રહેવાના છે તેનો વીચાર કરીશું. સુધારાની યોજના પ્રમાણે જો કે ગવરનરને શરૂઆતમાંજ સર્વોપરી સત્તા સોંપવામાં આવી નથી. પરંતુ પોતાની મંજુરીનું પરીણામ ગંભીર જણાય તેવા

બાબતમાં તે મંજુરીનું આપશે નહીં. મારા સહકારીઓ આ કબુલ રાખશે કે કેમ તેની મને ખાત્રી નથી. જો તેઓ કબુલ ન થતા હોય અને ગવરનર ને વધુ સત્તા સોંપવાનું કહેતા હોય તો હું તેઓના મતને મળતો થઇશ નહીં. તેઓએ કરેલી નવી દરખાસ્તો આ પ્રમાણે સુચન કરે છે. એ કબુલ કરવાંમાં આવશે કે જ્યાં સુધી પ્રધાનો અને ધારાસભાના હાથ તળે વફાદાર અને પોતાને સોંપવામાં આવેલું કામ બજાવી શકે એવા લાયક માણસો ન હીં હોય ત્યાં સુધી તેઓ ફત્તેહમંદથી અમલ ચલાવી શકશે નહીં. રીપોર્ટ માં જણાવવામાં આવ્યું છે પ્રધાનોને શરૂઆતમાંજ પોતાના ખાતાંઓ માટે પોતાના માણસો ગોઠવવાનું સોંપવવાનો અખતરો નીષ્ફળ જશે એ સત્ય છે. સુધારાની યોજુનામાં હાલની પબ્લીક સર્વીસ પ્રધાનોને હસ્તક સોંપી છે, અને તે સર્વીસનું પુરતું રક્ષણ કરવા ઉમેરવામાં આવ્યું છે. આ સર્વીસનું હાલ હીંદી સરકાર અનેક રીતે રક્ષણ કરે છે જે વીષે ધ્યાન ખેંચવાની અ હીં જરૂર નથી. નવી યોજના અમલમાં મુકાયા પછી પબ્લીક સર્વીસ પ્રધા નોને સોંપવામાં આવશે એટલુંજ નહીં પરંતુ પ્રધાનોને પોતાની રાજયનીતી નો અમલ કરવા એવાજ અમલદારો સ્વીકારવાની ફરજ પાડવામાં આવશે. આનું પરીણામ એ આવશે કે પ્રધાનોને એવા અમલદારો સાથે કામ લેવુ પડશે કે જે અમલદારો પ્રધાન અને ધારાસ ભાના મતથી એટલા તો વીરૂધ્ધ હશે કે તે બંનેએ નકકી કરેલી રાજનીતીનો તેઓ અમલ કરશે નહી. અને ગવરનર તથા પ્રધાનો બંનેનો મત તેવા અમલદારને દુર કરી પોતાની રાજયનીતીનો બરાબર અમલ કરે તેવા અમલદારો નીમવાનો હશે તોપણ પહેલા અમલદારોને રાખવાની પ્ર ધાનોને ફરજ પાડવામાં આવશે. દાખલા તરીકે ગવરનર અને પ્રધાન સુખા કારીની અમુક ગોઠવણોનો અમલ કરવા ઇંગ્લાંડથી સુખાકારી માટે એક બા હોશ માણુસ લાવવા ઇચ્છતા હોય પરંતુ તેઓને સામાન્ય નોકરીમાં એક માણુસ નીમવાની ફરજ પડશે. તેજ પ્રમાણે અમુક સેટલમેંટ કે ખેતીવાડી ના કામના વડા તરીકે હાલના કાયદા મુજબ સામાન્ય રીતે એક સીવીલ સ ર્વંટ નામવામાં આવે છે તેને બદલે ખેતીવાડી ખાતાના એક બાહોશની ની મણુંક કરવી હોય, પરંતુ તેઓને તે હકક નથી અને સામાન્ય સંજોગોમાં જે માણુસ નીમવામાં આવે તેનેજ કાયમ રાખવાની તેઓને ફરજ પડશે. આવા અમલદારોની નીમણુંક હીંદી વજીરની મંજુરીથી અને તે ઘડે તે કા યદા મુજબ કરવાની અમે ગોઠવણુ સુચવી છે. એટલા માટે પોતાના હાથ ત

જેના કોઇ પણ ખાતા માટે હીંદી વજીરની મંજુરીથી અથવા તેને અરજ કરી સર્વીસ બહારના માણસને નીમવાની પ્રધાનને સત્તા હોવી જોઇએ એમ હું ઇચ્છું છું. હીંદી વજીર વચ્ચે આવે છે એ આવી બાબતોમાં પુરતી સાવચેતી છે.

## પ્રધાન અને ગવરનર વચ્ચેનો સંબંધ.

આ સવાલનો જ્યારે આપણે ગવરનર સાથેનો સંબંધ વીચાર કરીએ છીએ ત્યારે ઘણો અગત્યનો થઇ પડે છે. મારા સહકારીઓના મત પ્રમાણે દરેક ખાતાના કાયમના વડાઓ અને પ્રધાન નીચેના સેક્રેટરીઓ પોતાને જે બાબતમાં ગવરનરનું ધ્યાન ખેંચવું વ્યાજબી જણાય તે બાબતમાં ગવરનર સમક્ષ જઇ શકે. એટલે કે પોતાના ઉપર અમલ કરતા પ્રધાનોના કોઇપણ ઠરાવ વીરૂદ્ધ તે ખાતાના વડાઓ અને સેક્રેટરીઓ ગવરનરને અરજી કરવાનો હકક ધરાવે છે. મારા સહકારીઓ એવી આશા રાખે છે કે ગવરનર પોતાની સમક્ષ લાવવામાં આવતી દરેક ખાસ તેમજ મહત્વની બાબતોનો નીયમસર ફડચો કરશે. સ્વાભાવીક રીતે આનું પરીણામ એ આવશે કે પ્રધાનોનો દરજ્જો પોતાના હાથ નીચેનાઓની દ્રષ્ટીમાં નબળો પડશે. ટુંકામાં ગવરનર અને સેક્રેટરી પ્રજાકીય પ્રધાનને નામનોજ વડો કરી મુકશે. હું નથી ધારતો કે સુધારાની યોજના ઘડનારાઓનો આવો વીચાર હોય અને હું તે વ્યાજબી પણ ગણતો નથી. કોઇ પણ સેક્રેટરી કે અમલદારને એવા કામ માટે ગવરનર પાસે જવાની સત્તા હોવી જોઇએ નહીં. ગવરનર અને પ્રધાનની વચ્ચે કોઇએ આવવું જોઇએ નહીં. ગવરનર જાતે અમુક જાતની બાબતોમાં પ્રધાન શાથે મસલત કરવા ઇચ્છે તે એક વાત છે પણ પ્રધાનની વીરૂદ્ધ હુકમ મેળવવા સેક્રેટરી ગવરનરને વચ્ચે પાડે તે તદન અલગ બાબત છે.

## પ્રધાનને નામનોજ બનાવવાની યુકતી,

મારા સહકારીઓએ બીજો મોટો ફેરફાર પણ સુચવ્યો છે. મારા સહકારીઓ એવા મતના છે કે પરાયત્ત વીષયને લગતા કોઇ ખરડામાં તે ઇલાકાની સુલેહશાંતી અથવા સ્વાયત્ત વીષયના હીતને લગતી દરખાસ્ત હોય તો તે ખરડો ગ્રાન્ડ કમીટી સમક્ષ મુકવાની ગવર્નરને સત્તા હોવી જોઇએ. ખરી રીતે જોતાં આથી પરાયત વીષય ઉપરનો પણ ધારાસભાનો કાબુ દુર થાય છે કેમકે ના૦ ગવર્નર, કે જેના હુકમ સામે મારા સહકારીઓના મત પ્રમાણે અરજી કરવાનો હકક હોવો જોઇએ નહીં, લગભગ દરેક ખાતાને ઉપલા એકાદ

સંજોગે તળે મુકી શકે. આપણે એક ચોકકસ દાખલો લઇએ. પ્રધાને સુખાકારી અથવા કેળવણીને લગતો ખરડો દાખલ કરવા ઇચ્છે તો તે પગલાંથી લોકો નાખુશ છે અને તેથી અવ્યવસ્થા પેદા થાય એમ કહી ગવર્નર તે ખરડો ગ્રાન્ડ કમીટીને સોંપી શકે. તેથી ધારાસભા આજસુધી જેટલી નકામી હતી અને સ્વાયત ખાતાં માટે ભવીષ્યમાં જેટલી નકામી રહેવાની છે તેટલીજ નકામી ભવીષ્યમાં પરાયત ખાતામાં પણ રહેશે. આ સુધારાની યોજના વીરૂધ્ધ છે અને હું તેનો સ્વીકાર કરી શકતો નથી.

વળી મારા સહકારીઓ અમુક સંજોગોમાં સઘળા ખાતાઓ પ્રધાન પાસેથી લઇ કારોબારી સભાને સોંપી દેવાની ગવર્નર અને હીંદી વજીરને સત્તા હોવાનું ઇચ્છે છે: પ્રધાનને બરતરફ કરવાની ગવર્નરને સત્તા આપવામાં આવી છે, ધારાસભા વીખેરી નાંખવાની તેને સત્તા છે, આટલું પણ જાણે બસ ન હોય તેમ જો ધારાસભા અને પ્રધાનો ગવર્નરની વીરૂધ્ધ જાય તો ગવર્નરજ સાચા અને આખી સભા ખોટી એમ માની લઇ બધાં ખાતાં પ્રધાન પાસેથી લઇ લેવાની સત્તા સોંપવાની ભલામણ કરવામાં આવે છે. તેઓ આ સત્તા પ્રાંતના કારોબારને હાનીકારક પ્રગતીસ્તબધતા સામે તેમજ શીતુરી અને બીન-જવાબદાર કાર્યો સામે રક્ષણ માટે માંગે છે. ધારાસભા અને પ્રધાનો ગવર્નરના અભીપ્રાયની વીરૂદ્ધ જે કામ કરે તે બધાં શીતુરી અને બીન-જવાબદાર હોવાની ઉદાર માન્યતાપર આ અભીપ્રાય બાંધવામાં આવ્યો છે. હું નથી ધારતો કે સુધારાની યોજનાને આમ જડમુળથી ઉખેડી નાંખવાની સતા ગવર્નર અથવા હીંદી વજીર કે જે ગવર્નરનું ભુંગળું ફુકશે તેને હોવી જોઇએ. આ સુચના સુધારાની યોજનાની ભાષા અને ભાવનાથી તદન ઉલટી છે અને તે સામે રીપોર્ટ પણ નાપસંદગી ધરાવે છે. રીપોર્ટ કારોબારી સભાને ધારાસભા ઉપર આવી સતા આપશે નહીં અને કદાચ આપશે તો તે પણ નીઃપક્ષપાત પાર્લામેંટરી કમીશનદ્વારા ખુલ્લી તપાસ થયા પછીજ આપશે. યોજના પ્રમાણેની ઉપરાઉપરી બે ધારાસભા ગવર્નરના ઠરાવના વીરૂધ્ધનાં નીર્ણય ઉપર આવે તો મારા મત પ્રમાણે ગવર્નર ભુલ કરે છે અને ધારાસભાના અભીપ્રાયને અમલમાં મુકવો એ માન્યતે વધારે મજબુત બને છે. આવા સંજોગોમાં ગવર્નરને સતા આપવી તે તો બંધારણપુર્વકના કારોબારની વીરૂધ્ધ છે. અચાનક ગંભીર પ્રસંગ માટે જરૂર પડે તો વાઇસરોયને ઓરડીનંસની સતા છે. હીંદી સરકારને વચ્ચે પડી કટોકટીના પ્રસંગે કામ લેવાની સતા આપવાના હોવાથી હું ગવર્નરને સતા આપવા દેવાની વીરૂધ્ધ છું.

## હીંદી સરકારને વચ્ચે પડવાની સત્તા,

નીચના કારણોસર પરાયત વીષયોમાં પણ વચ્ચે પડવાની હીંદી સર કારને સતા આપવાની સુચના કરવામાં આવી છેઃ–

(૧) હીંદી સરકારના કાર્યોના અમલના રક્ષણુ માટે,

(૨) જે કાયદો હીંદ અથવા એકથી વધુ ઇલાકાના હીતનો હોય તેવા કાયદાનું સમતોલપણું જાળવવા,

(૩) હવે પછી નકકી કરવામાં આવે તેટલી હદ સુધી પબ્લીક સર્વીસનું રક્ષણુ કરવા અને

(૪) એક કરતા વધુ ઇલાકાનો લગતા સવાલનો નીર્ણય કરવા.

### પ્રજાકીય પ્રધાનની સતામાં કાપકુપ.

વળી મારા સહકારીઓ ભલામણુ કરે છે કે સ્વાયત ખાતામાં પસાર થયેલા ઠરાવને લીધે ગવર્નરના મત પ્રમાણે પરાયત ખાતામાં અમુક પગલું ભરવાની જરૂર પડે અને પ્રધાન તે સામે વાંધો લે તો પરાયત ખાતામાં પણ હુકમો કાઢવાની સતા ગવર્નરને આપવી જોઇયે. આ ઉપરથી સવાયત ખાતામાં પણ ગવરનર આવા સંજોગોમાં ખાસ હુકમ કહાડે તેમાં કાંઇ નવાઇ નથી. આનું પરીણામ પ્રજાકીય પ્રધાનની સતામાં વધુ ાપકુપ પડશે.

કારોબારી સભા અને પ્રધાનોના કામ માટેના સાધનોની વહેંચણી વ ાનોને કારોબારી સભાને આધીન બનાવવાની ગોઠવણો સંપુર્ણ બને ીનની મહેસુલ જેવા આવકના મુખ્ય સાધનો કારોબારી સભાના ો જયારે કેળવણી, જાહેર સુખકારી અને જાહેર કામો વગેરે ખ બાબતો પ્રધાનોને હસ્તક સોંપવામાં આવી છે. પ્રધાન હસ્તક ેલવણીની જરૂર છે. તેથી સામાન્ય સંજોગોમાં તેઓને જોઇ બારી સભા પાસેની મેળવવાનું છે. આથી પ્રધાનો કારો તળે આવે છે. પ્રધાનો ગવરનરની મંજુરી સીવાય નવો માં મેળવી શકે નહી, અને આવી જાતનું બીલ અગાઉ ીટીને સોંપવાનો ગવર્નરને હકક છે. મારા સહકારી ી સુચનાઓ પ્રધાનોને સોંપવામાં આવેલા મહેસુલી ી, પરંતુ જે મહેસુલ વધારી શકાય તેમ હોય તેવા ણે પ્રધાનો હસ્તક નહીં પણ કારોબારી સભા

હસ્તક રહેશે. એટલે આબકારી મહેસુલ સીવાય વધારી શકાય એવું એકે સાધન પ્રધાનોના હાથમાં રહેશે નહીં, પરંતુ આબકારી મહેસુલ વધે તેમ કરવું એ આપણી રાજયનીતી હોવી જોઇએ નહીં. વળી દરેક ખાતાને પોતાના લાભ સારૂ મહેસુલ વધારવાની લાલચ હોવી જોઇએ એ સીદ્ધાંત હું સ્વીકારતો નથી. મારા સહકારીઓ જણાવે છે કે પ્રજાકીય કારોબારના કામ માટે નાણું સારૂ ના પાડવાની સરકારી કારોબારીઓને સત્તા હોવી જોઇએ નહીં, પરંતુ દરખાસ્તો પ્રમાણે પ્રધાનને એવી સત્તા મળશે નહીં કેમકે નવા કર માટેના છેવટના ઠરાવની સત્તા પ્રધાનોને નહીં પણ ગવર્નરને છે. મારા સહકારીઓની દરખાસ્તોમાંથી એવો મત તરી આવે છે કે પ્રધાનો કે કારોબારી સભા પોતાની ફરજ બજાવવામાં જે ભુલ કરે તેને માટે દેશની પ્રજાને શીક્ષા કરવી જોઇએ તે મત હું સ્વીકારતો નથી.

## હીંદી સરકારની યોજના હીંદી વજીરના ઢંઢેરાથી ઉલટી છે.

આ બધી કલમોનો એકંદર હેતુ પરાયત વીષયમાં પણ પ્રધાન અને ધારાસભાને કંઇપણ જોખમદારી નહીં સોંપવાનો છે એટલુંજ નહીં પણ તેમને કારોબારી સભાને આધીન બનાવવાનો છે. એટલા માટે મારા સહકારીઓની આખી યોજના ૧૯૧૭ ના આગસ્ટની તા૦ ૨૦ મીના ઢંઢેરાથી ઉલટી છે કેમકે તેમાં કંઇ પણ જોખમદારી સોંપવા વીરૂદ્ધ મંજુરી બતાવવામાં આવી છે અને તેથી તે યોજના સ્વીકારવી જોઇએ નહીં. તેઓની ગોઠવણ મુજબ પ્રધાનોને હસ્કત સોંપાયેલા ખાતાઓને જરૂર ખમવું પડશે અને હાલની સ્થીતીનું દીગ્દર્શન કરાવતાં મેં બતાવ્યું છે કે કારોબારી સભાના હાથે પણ તે ખાતાઓનું ભલું થવાનું નથી.

યોજનાના આ ભાગના સંબંધમાં હું જણાવીશ કે, જો નામદાર શહેનશાહની સરકાર પ્રધાનો ઉપર સરકારના ચોકસ કામ માટે જોખમદારી મુકવા માંગે છે તો હીંદી પ્રધાન અને વાઇસરોય ગવર્નરની સામાન્ય દેખરેખ નીચે આવી જોખમદારી મુકશે. મારા જોડીદારો પ્રધાનોને તાબાના કારોબારી અમલદારો બનાવીને અને ખરેખરી ધારાસભાને ગવર્નર અને કારોબારી કાઉનસીલનું મદદનીશ મંડળ બનાવીને પાછળ જણાવેલું મંડળ પરીણામે માટે કંઇપણ જોખમદારી વગર હોવાથી જો કે મારા જોડીદારો ઉંચા પ્રકારની પ્રાંતીક સરકારના તાબા નીચે ઉતરતા પ્રકારની સરકાર ઉભી કરવાનો તેમનો ઇરાદો નથી એમ જણાવે છે પણ તેઓ ખરેખર સઘળી જોખમદારીમાંથી મુક્ત થશે.

## સ્વાયત વીષયો.

હવે હું અનામત વીષયોનો સવાલ હાથ ધરીશ. સ્વાયત વીષયની યોજનાની શરતો સંબંધી મેં અત્યાર અગાઉ વીવેચન કર્યું છે જે ઉપરથી પ્રધાનો અને ધારાસભા કેવા પ્રકારની સત્તાનો ઉપયોગ કરી શકશે તે જણાશે. (પેરા ૬ ઠો જુઓ) વીષય એટલી અગત્યતા ધરાવે છે કે જેથી તે સંબંધી પીંજણુપાઠલો થવાનો ભય રહેવા છતાં હું તે બાબતો ફરીથી રજુ કરવાની છુટ લઉં છું.

સુધારાની યોજના પ્રમાણે સ્વાયત વીષયો માટે પણ કર નાંખવાની જરૂર પડે તોપણ ધારાસભાના પ્રતીનીધી રૂપ જે પ્રધાન હોય તેની સંમતી વીના તે કર નાંખી શકાય નહી. તેથી પ્રજાકીય સરકારનો પહેલો મુદ્દો સચવાય છે. સ્વાયત અને પરાયત વીષયો માટેનો આવક ખરચનો સંપુર્ણ અડસટો કારોબારી મંડળે એકત્ર મળીને તૈયાર કરવાનો છે. પ્રધાનને ત્રાહીત તરીકે ગણીને તેની સલાહનો અમલ કરવો કે નહી એ કારોબારી કાઉન્સીલની મુનસફી ઉપર રહે નહી કારણ કે જ્યાં સુધી તે બજેટની દરખાસ્તો વાજબી ઠરાવી શકે તેમ ન હોય તો તે પ્રરાયત વીષયોમાં પણ નવો કાયદો હાથ ધરશે નહી અથવા તો ધારાસભાને સમજાવી શકશે નહી. તેજ વખતે સ્વાયત વીષયોના સંબંધમાં તે અસરકાર અવાજ કરી શકશે નહી કારણ કે છેવટનો ચુકાદો માત્ર કારોબારી કાઉન્સીલજ કરી શકે. સ્વાયત વીષયો સંબંધી પ્રધાન અને કારોબારી કાઉન્સીલ વર્ગ બજેટની કોઇપણ બાબતમાં વાંધો પડતાં તેનો નીવેડો ગવર્નરે કરવાનો છે અને તે પણ પરાયત વીષયમાં જોખમદાર છે અને તેણે એ બીના ધ્યાનમાં રાખીને કામ લેવાનું છે કે પ્રધાનની સંમતીથી કર નાંખવાનું કામ હાથ ધરી શકાય તેમ છે.

## પ્રધાનની લાગવગ.

આવા સંજોગોમાં સ્વાયત વીષયોમાં પણ કરકસર થશે વળી આ સરત ઘણી અગત્યની છે આખુ બજેટ ધારાસભા પાસે રજુ થશે અને જો ગવર્નર ખાસ કારણોસર ફેરવે નહી તો તે ઉપર થયલા ઠરાવો બંધન કરતા ગણાશે (પેરા ૨૨૧,૨૨,૫૬,૫૭),

ઉપર જણાવેલી સુચનાઓથી પ્રધાન અને ધારાસભાને સ્વાયત વીષયોમાં સારી લાગવગ મળે છે. તે દરખાસ્તો સંતોષકારક છે અને સંગીન સીદ્ધાંતો

ઉપર રચાયલી છે. તેમને આપવામાં આવનારી સત્તા જે સુધારાની યોજનામાં સ્વીકારાયલી છે તે જો મારા જોડીયાઓની ભલામણો પ્રમાણે સુધારવામાં આવે તો તેમાં ઘટાડો થશે.

## હીંદી સરકારે સુચવેલા સુધારા.

તેઓ સુચવે છે કે જો ગવર્નર ખાસ કારણસર બજેટ ઉપરના ધારા સભાના ઠરાવો ફેરવે નહી તો તે ઠરાવો બંધન કરતા ગણવાની સુચના પડતી મુકવી અને હીંદી સરકારે બજેટ ઉપરના દરેક ઠરાવને માત્ર ભલામણ તરીકે ગણવો.

મારા મત પ્રમાણે સુધારાની યોજનાથી આ રીતે આપણે ઘણા વેગળા જઇએ છીએ. એમ કહેવાય છે કે ધારાસભાના ઠરાવની વિરૂદ્ધ મત આપવા જતા ગવરના ઘણી સગવડ ભરેલી સ્થીતીમાં મુકાશે અને અમુક બાબતમાં ઠરાવ કરવા માટે ધારાસભા દર વર્ષ આગ્રહ કરે તો તે પ્રમાણે કામ લેવું લગભગ અશકય થઇ પડે. હું ધારૂં છું કે સુધારાના રીપોર્ટની યોજનાથી દુર જવાથી સુધારાની કીંમત ઘણી ઘટી જશે.

તે પછી મારા ઓનરેબલ સોઠીઆઓએ બીજા વધુ સુધારા સુચવ્યા છે જે હીંદી પ્રજામત અને લાગવગને લગભંગ દુર કરે છે. આખી સરકાર માટે એકત્ર બજેટ અને નાણાંની એકત્ર રકમને બદલે તેઓ પ્રધાનો અને કારોબારી કાંઉન્સીલના સભાસદો માટે અનુક્રમે જુદી જુદી રકમો ઉભી કરશે અને પરીણામે પરાયત વીષયો માટેનું બજેટ ગવર્નર અને પ્રધાનો તઇયાર કરશે જ્યારે સ્વાયત વીષયો માટેનું બજેટ માત્ર ગવર્નર અને કારોબારી કાઉન્સીલના સભાસદો તઇયાર કરશે. પરાયત વીષયોના કારોબાર માટેનો કર અને તેવીજ રીતે સ્વાયત વીષયો માટેનો કર સંપુર્ણ રીતે કારોબારી કાઉન્સીલના સભાસદોના હાથમાં રહે છે.

ઠરાવો ગવર્નર રદ કરે નહી અથવા વીટો કરે નહી ત્યાં સુધી બંધન કરતા ગણવાની કલમ તેમણે સ્વીકારી નથી. કાઉન્સીલના ઠરાવો માત્ર ભલામણ જેટલાજ અસરકારક છે.

આ સઘળાનું પરીણામ એ આવ્યું છે કે સ્વાયત વીષયોના સબંધમાં પ્રધાનો અથવા કાઉન્સીલનો બજેટનો નીર્ણય કરવામાં ખરે અવાજ રહેતો નથી. નવી સુચનાઓનો ખરો અર્થ એ છે કે બજેટનો નીર્ણય કર

વામાં તો ખરી પ્રજાકીય લાગવગ તેથી જતી રહે છે. પ્રધાન અથવા પ્રજાકીય એસેમ્બલીનો કર નાંખવાના સવાલમાં પણ છેવટનો અવાજ રાખવામ આવ્યો નથી કારણ કે કારોબારી કાઉન્સીલનો સભાસદજ કર માટેનો ખરડો રજુ કરે છે અને જો ધારાસભા તે પસાર કરે નહી તો ગવર્નરે તે ખરડો ગ્રાન્ડ કમીટી પાસે અથવા એવી બીજી કોઇ રીતે પસાર કરાવવાનું રહે છે. આમ થવાથી સુધારાની યોજનાની કીંમત ઘટે છે એમ હું માનું છું. તેથી અસલ દરખાસ્તમાં ફેરફાર કરવાને જે સુધારા સુચવાયલા છે તે હું સ્વીકારી શકુ તેમ નથી.

આ યોજનાના ફાયદા સંબંધી એમ કહેવામાં આવે છે કે પ્રધાનો અને કારોબારી કાઉનસીલને તેમના સાધનો શું છે તે જાણવાનું મળશે તેમની શું સીલીક છે અને પરીણામે તેઓ ખરચ કેટલા પ્રમાણમાં પહોંચી વળી શકે તેમ છે અને કેટલે દરજે તેઓએ નવો કર નાંખવો પડશે કે જેથી દરેક ખાતાને મહેસુલી ખાતામાં કંઇપણ સુધારા થાય તેનો લાભ મેળવવાનું બનશે. અને તેથી તેઓની મહેનતના લાભમાં બીજા ખાતાં ભાગ પડાવશે નહી એમ નકી થતાં મહેસુલના સાધનો વધારવા અને ખીલવવાના કામને ઉત્તેજન મળશે. દરેક પોતાને માટે જોઇતી રકમ ઉછીની લઇ શકશે. માની લ્યો કે મહેસુલને છુટી પાડવામાં સગવડ છે તો પણ તેથી સ્વાયત ખાતાંના બજેટ ઉપરની પ્રજાકીય લાગવગ દુર થાય છે તેથી તે સ્થીતીને એક પળ માટે પણ કોઠું આપવું જોઇએ નહી. માત્ર સ્વાયત વીષયોને પ્રધાનો અને ધારાસભાના લાગવગમાંથી દુર ખસેડવા જોઇએ એમ ઇચ્છવાજોગ છે. તે શીવાય આ મોટા વાંધાનો બીજો સંતોષકારક જવાબ મને જડતો નથી.

## કોંગ્રેસનો વાંધો.

બીજી તરફ કોંગ્રેસે એવો વાંધો રજુ કર્યો છે કે જેથી સુધારાની યોજનમાં સુચવેલી ગોઠવણો પ્રમાણે પરાયત વીષયોને માત્ર એક ટુકડો મળશે અને સ્વાયત વીષયોની જરૂરીઆતોને લીધેજ કર નાખવાનું નહી ઇચ્છવાજોગ કામ કરવાની જરૂર ઉભી થશે તો તે કાર્ય પણ પ્રધાનો ઉપર પડશે. નાણાની જુદી રકમની યોજનાને ટેકો આપવા માટે મારા જોડીદારોએ આ દલીલને સ્વીકારી છે. હીંદી લાગવગ વધારે મજબુત બનાવવા માટેની દલીલને તે હુમલા માટે વાપરવામાં આવે તો તે એક અસાધારણ બનાવ કહેવાય. પ્રધાને કરની આવકને સંમતી આપ્યા શીવાય કોઇપણ કર નાંખી શકાય નહી. તેથી

સ્વાયત વીષયોના દાવા માટે કારોબારી કાઉનસીલનો કોઇપણ જોખમદાર સભાસદ દવાણુ કરે તેમ સંભવ નથી. અને જો તે તેમ કરે તો પણ સ્વાયત અને પરાયત વીષયોના કારોબારમાં ગવરનરનો લાભ સમાયલો છે અને તેના ચુકાદા ઉપર છેવટનો આધાર રહે છે. આ સઘળું બાજુએ મુકીએ તો પણ ધારાસભા બજેટ ઉપર અભીપ્રાય આપશે અને જોખમદાર ગવરનર તેમના મતને રદ કરી સ્વાયત વીષયોની તરફેણમાં બજેટને મુકશે. તેથી પરાયત વીષયને ખમવું પડે એ અસંભવીત નથી, અને હું ખાત્રીથી માનું છું કે તેથી જુદુ નાણાં ખાતું રાખવાની તરફેણમાં આ દલીલને સ્વીકારવી જોઇએ નહી કારણ કે તેથી હાલની ચાલતી રૂઢી કરતાં પણ પ્રજામતનો બજેટ ઉપરનો લાગવગ ઘણો દુર જશે. હીંદ રાજદ્વારીઓએ તેથી જે અભીપ્રાય આપ્યો છે તે રીપોર્ટમાં ની રચનાને ખરેખર આભારી છે. સ્વાયત વીષયો માટેની સગવડ પરાયત વીષયોની અગવડ ઉપર વડપણ મેળવશે એમ જણાવવાને બદલે તે દુર કરવા માટે હું જણાવીશ કે કારોબારી ખાતુ એકત્ર મળીને સ્વાયત અને પરાયત વીષયો માટે મહેસુલની વહેંચણી કરશે. જો પ્રધાન અને કાઉનસીલના સભાસદો તે વીષે એકમત ન થાય તો ગવરનરને તે નકી કરવાનો હક રહે છે. તેની અસર પણ તેજ છે કારણ કે જો પરાયત વીષયો માટેની જોગવાઇ સંબંધી પ્રધાન એક મતના થઇ શકે તો તે વખતે પણ ગવરનરે તેનો નીર્ણય કરવાનો છે.

મારા જોડીદારોની સુચના એ છે કે જ્યાં મતફેર હોય ત્યાં કર સંબંધી ગવરનરની સંમતીની જરૂર એ સુધારાની યોજનાનો એક ભાગ છે. મહેસુલના ભાગ પાડયા પછી કરની જરૂર ઉપર વીચાર ચલાવવામાં આવશે. દુર કરી શકાય તેવી શરત તો એ છે કે પ્રધાનની સંમતી વીના કર નાંખવો જોઇએ નહી. કોણે ખરડો ધારાસભામાં રજુ કરવો એ સવાલ છે જે સવાલ ગવરનરની ઉપર છોડી દેવામાં આવશે. સામાન્ય રાતે તો જે ખાતાને નાણાંની જરૂર હોય તે કરનો ખરડો દાખલ કરશે એમાં શક નથી.

મેં એમ ધાર્યું છે કે મહેસુલને જુદી પાડવામાં કારોબાર ચલાવવાની સગવડ છે. મારા જોડીદારોએ કબુલ કર્યું છે કે સુધારાની યોજનામાંની દરખાસ્તો ઉપર હીંદમાં કંઇ ટીકાઓ થઇ નથી. તેથી તેમાં ફેરફાર કરવાનું આ સંજોગોમાં વાજબી થઇ પડશે નહી. તેઓ જણાવે છે કે સ્વાયત વીષયો માટેના ખર્ચમાં સંગીન વધારો કરવાનો સવાલ જો કે પ્રધાનો બજેટની દરખાસ્તો સ્વીકારવાને ના પાડવાથી તેનું જે પરીણામ આવશે તે માટે

જોખમદાર ન હોવાથી તેમની દયા ઉપર રહેશે. પણ આમ બનવું અસંભવીત છે કારણ કે કોઇપણ બાબતમાં પ્રધાનો અને કારોબારી કાઉનસીલ વચ્ચે મતફેર થતાં તે સવાલનો નીવેડો ગવરનર ઉપર આધાર રાખે છે. તેમની દલીલોના ટેકામાં તેમણે એમ માનવાનું છે કે ગવરનર તેમને મળેલી અપવાદરૂપ સવાલો માટેની સત્તાની રૂએ સ્વાયત વીષયો માટેના ખર્ચની ગોઠવણ કરવાને દબાણ કરે અને તે રીતે પરાયત વીષયો માટે પ્રધાનો પાસે પુરતી નાણાંની જોગવાઇ ન રહેવા દે. અમે એ દીસામાં અનુમાન કરવાને તઇયાર નથી અને જો ગવરનર જો તે દીશામાં પોતાની સત્તાનો ઉપયોગ કરવા માગે તો તેથી તે શીવાય પણ તે તેમ કરી શકે તેમ છે. દેખરેખ અને અંકુશ રાખવા માટેની સત્તાની રૂએ પરાયત વીષયો માટે પુરતું ફંડ ન રહેવા દેવા ને સત્તા વાપરે તો શું બને ? આવા અનુમાનો કરવાથી કોઇપણ જાતના બંધારણવાળી સરકાર કામ કરી શકે નહીં.

સ્વાયત વીષયોની ટીપમાં આવેલાં ખાતાંની આવક ન્યાય, કાયદો અને પોલીસ ખાતાંના કારોબાર પાછળના ખર્ચની જોગવાઇ પછી મહેસુલના હંમેશ પ્રમાણેના વધારાથી વધતા જતા ખર્ચને પહોંચી વળવા માટે મોટી રકમનો વધારો બતાવે. ભુતકાળમાં તે ખાતાંઓ માટે ખર્ચની જોગવાઇ કરવા માટે કોઇ પણ જાતનો કર નાંખવા અથવા ઉછીતા નાણા લેવાની જરૂર પડી હોય કે ભવીષયમાં પડશે કે કેમ તે સંબંધી મને શક છે. અમુક મુદત માટે મહેસુલની રકમ નકી કરવાથી વારસીક તકરારને મારા જોડીદારો દુર કરી શકે. આમ કરવાથી ધારાસભાની નાણાં ખાતાં ઉપરની સત્તાની વચ્ચમાં નડશે. આ પ્રકારનો નીર્ણય થવાથી કર અને લોનની જરૂર પડશે. ટુંકમાં મારા જોડીદારોએ પ્રધાનો ઉપર સખત અંકુશ રાખવાની જરૂર બતાવી છે. મારા જોડીદારો જે મુશકેલીઓ બતાવે છે તે એવી માન્યતાપર રચાયલી છે કે કોઇપણ સંજોગોમાં ગવરનરને પ્રધાનોની વચ્ચમાં ન આવી શકવાની અને પ્રધાનો અને સભાસદો વચ્ચેની તકરારમાં વચ્ચે પડવાની સતા આપનારી કલમ ઉમેરવામાં આવી નથી મને લાગે છે કે તેનો જવાબ સુધારાના યોજનામાંની કલમોમાં મળી આવે છે.

## કારોબારી કાઉનસીલમાં બે સીવીલીઅન.

વળી મારા જોડીદારો એવો અભીપ્રાય ધરાવે છે કે સાધારણ રીતે સીંવીલીઅન હોય તેવા એક અમલદારને કારોબારી કાઉનસીલમાં નીમવો.

સરકારનાં કેટલાંક ખાતાંઓ પ્રધાનોને સોંપવાને રીપોર્ટમાં જણાવેલું છે, એમ માનવામાં આવ્યું હતું કે કારોબારી કાઉનસીલમાં બે કરતાં વધારે સભાસદો રાખવામાં આવશે નહી. તેમાંનો એક યુરોપીઅન અને બીજો હીંદી હોય. આ રીતે બે યુરોપીઅનોમા એક સભાસદ રાખવાથી જાણે હીંદી સભાસદની સંખ્યા વધારી હોય તેમ માનવામાં આવતું હતું. મારા આનરેબલ ગોઠીઆઓ તે છતાં એ મુદ્દા ઉપર પોતાની દલીલને ટેકો આપતા હતા કે ઈંગ્લાંડથી નવા આવેલા ગવરનરને સલાહ આપવા માટે કાઉનસીલમાં એકજ યુરોપીઅન સભાસદ રહેશે. વળી એમ પણ કહે છે કે એક વધુ સભાસદ માટે પુરતું કામ જણાશે. તે ઉપરથી એમ જણાય છે કે જ્યારે રીપોર્ટ ઘડી કહાડવામાં આવ્યો ત્યારે કારોબારી કાઉનસીલના ત્રણ સભાસદો માટે પુરતું કામ રહેશે જો કે એ અનુમાન કહાડવામાં આવ્યું હતું તે પાયા વીનાનો હતો. ૧૯૧૧ નાં વરસ પહેલાં બે સભાસદો હતા. હાલમાં ત્રણ છે. તેમનાં કામનો ઘણો ભાગ હવે પ્રધાનોને સોંપવાંમાં આવશે અને તેથી કામનાં ધોરણ ઉપર એક વધારે સભાસદ નેમવાની જરૂર મને જણાતી નથી. બીજું એક કારણ રીપોર્ટમાં જણાવેલું છે કે તેથી કારોબારી કાઉનસીલમાંના હીંદી તત્વનાં બળમાં ઘણો ઘટાડો થાય. બે અંગ્રેજ અમલદારો સામે બે હીંદી સભાસદોને કંઈ તક મળે નહીં. સલાહ અને મસલત ચલાવવા માટે ખાતાના સેક્રેટરી હોય છે. અદાલતી અથવા એવ કોઈ વધારાનો સભાસદ નીમવાની જરૂર નથી. તેથી બજેટ અને કર નાખવાની બાબતમાં મારા જોડીદારોએ કરેલા સુચના પ્રમાણેનો સુધારો કરી કાઉનસીલમાના હીંદી પ્રતીનીધીનું જોર ઘટાડવાની જરૂર નથી.—શું સારી સરકારના લાભ માટે એ યોજનાથી વેગળા જવાનું જરૂરી છે ?

## પ્રાંતીક સરકારો ઉપરના અંકુશો.

પહેલા આપણે બજેટ લઈશું અને પ્રાંતીક સરકારો ઉપર તે વીષયમાં સામાન્ય સ્ટેંડીંગ હુકમો અને હીંદી પ્રધાન તરફના જે અંકુશો છે તે ઉપર વીચાર કરીશું અમુક પગાર મેળવતા અંગ્રેજ અમલદારની નીમણુંક કરવા, જે હોદ્દા ઉપર સાધારણ ગેઝેટેડ અમલદારમાંથી નીમવામાં આવતા હોય તેવી કોઈપણ જગા નવી ઉભી કરવા, મારા માનવા પ્રમાણે એક હજારની ઉપર કંઈપણ ઓનરરીઅમ આપવા, ખાસ સંજોગો શીવાય જમીનની ગ્રાન્ટ આપવા, માટે પણ હીંદી પ્રધાનની સંમતી જોઈએ છે. મોટરકાર· ખરીદવાના હક

એટલો બધો વખોડી કહાડવામાં આવ્યો હતો કે હવે હીંદી પ્રધાનની સંમતી વીના તે ખરીદી શકાતી નથી. આ સઘળા અંકુશો પ્રાંતીક સરકારો ઉપર અંકુશ કેવી જાતનો છે તે બતાવે છે એટલુંજ નહી પણ તેમની સતાના અમલ સંબંધી બારીક ધ્યાન આપવાની જરૂર બતાવે છે ભવીષ્યમાં ઓવા અંકુશની જરૂર પડશે નહી એમ માનવાને કારણ નથી. આ યોજનાથી અમે સ્થાનીક સરકારોને વધુ સતા એક હજારથી પણ વધારે પગાર મેળવતા અમલદારોની નીમણુંક કરવાની સતા આપીએ છીએ હવે અમે તેમને એવી સતા આપવા માગીએ છીએ કે જેથી તેઓ હીંદી સરકાર અથવા હીંદી પ્રધાનની સંમતી વીના યોજના અમલમાં મુકી શકે કે. જે યોજનામાં લાખો રૂપીઆનો ખર્ચો સમાયલો છે. જો કર ભરનારાઓના લાભ માટે પ્રાંતીક સરકારના કારોબાર ઉપર બારીક ધ્યાન આપવાની જરૂર હોય તો હીંદી પ્રધાન અથવા હીંદી સરકારનો અંકુશ પ્રજાકીય અંકુશ વધવા પછીજ ઓછો કરી શકાય. લોર્ડ કર્ઝને ટીકા કરી છે અને હું પણ માનું છું કે. ખાતામાં સુધારો કરવા અને ખાતાને વધારવા માટે હું પણ તેમજ માનું છું અને દરેક કારોબારી અમલદાર તેમ માનતો હશે. તેથી બજેટ ઉપરથી ધારાસભાનો અંકુશ દુર કરતાં મને જણાય છે કે હીંદી સરકાર અને હીંદી પ્રધાનના અંકુશો દુર કરવા અને પ્રાંતીક સરકારોને જે નવી સ-તા આપવાની સુચના યોજનામાં કરવામાં આવી છે તે માત્ર પ્રધાનો અને ધારા સભાને સ-તા આપે છે એટલુંજ નહી પણ તેને વધુ સ-તા આપવાની જરૂર છે. હીંદમાં સરકારોની ઉપર અંકુશ મુકવામાં આવ્યો હતો તેનું કારણ એ હતું કે તેમ નહી કરવામાં આવે તો હીંદીઓને તક મળશે નહી.

તેવીજ રીતે ઉદયોગીક ખીલવણી સવાસ કારોબારી અને ન્યાય ખાતાને જુદાં પાડવાનો અને ધારાસભાની સંમતી વીના વરસો વરસ લેવાતા કરમાં વધારો કરવાનો સવાલ લઇએ, આ સઘળા સવાલો ખરેખર નાણાં સંબંધી છે અને સુધારાની યોજના પ્રમાણે આ સઘળી બાબતોમાં સરકારની રાજનીતી ઘડી કહાડવામાં પ્રજાકીય એસેમ્બલીને સારી લાગવગ રહેશે. હીંદી સરકારની સુચના પ્રમાણે ધારાસભા અને પ્રધાનોનો આ મોટા સવાલોમાં કંઇ અવાજ રહેશે નહી. આ બાબતોને લગતા જે સવાલો ઉભા થાય છે તેના સંબંધમાં સુધારા માટે જે બળવાન લાગણી ઉભી થાય છે તે મારા જોડીદારો સમજી શકયા નથી એમ મને ભય રહે છે. તેમાંથી ઉભા થતા ઘણા અગત્યના સવાલો તેઓ તદન ભુલી જાય છે. કોંગ્રેસના પક્ષમાં ફાટફુટ નથી અથવા હું

જોઇ શકું છું ત્યા સુધી ઉપર જણાવેલી બાબતમાં ઉદાર રાજનીતી હાથ ધરવાની બાબતમાં હીંદીઓમાં મતફેર નથી. આ મુશ્કેલીઓના ઉપર હીંદી પ્રધાન અને વાઇસરોયને અર્પણ કરેલાં માનપત્રોમાં સારૂ ધ્યાન ખેંચવા માં આવ્યું છે.

## જાહેર નાણાંની બરબાદીનો ભય.

આવા સંજોગોમાં જો આ અંકુશો દુર કરવામાં આવે તો ભવીષ્યમાં જાહેર નાણાંની મોટી બરબાદી થવાની અને તેથી ભારે અસંતોષ પેદા થવા ની અમે વકી રાખીશું એમ માન્યા શીવાય અમે રહી શકતા નથી. મારા જોડીદારોની નવી સુચનાઓ સામે મેં અત્યાર અગાઉ જણાવ્યું છે તેમ બજેટ અને કર સંબંધી સુધારાની યોજનાને હું ટેકો આપીશ એટલુજ નહી પણ તેજ દીશામાં થોડો આગળ વધીને જણાવીશ કે બજેટમાંની સ્વા યત વીષયોને લગતી દરખાસ્તો પાછી ફેરવવાની ગવરનરની સતાનો એવી રીતે ઉપયોગ થવા દેવો ન જોઇએ કે જેથી સામાન્ય રીતે જે ખાતાંઓને લાભ ન મળી શકતો હોય તેને લાભ મળે અને સ્વાયત વીષયોની બાબતમાં હાલમાં જે કાર્યો માટે હીંદી પ્રધાનની મંજુરી મેળવવી પડે છે તેમાં હીંદી પ્રધાનની સંમતી વીના ગવરનર ફેરફાર કરી શકે નહી. વળી એ બીના યાદ રાખવા જોઇએ કે કાંઉનસીલને પરાયત વીષયોની બાબતમાં પ્રધાનને ખસેડ વાની સતા છે જયારે સ્વાયત વીષયોમાં તેવી સતા તેને નથી.

## સુલેહ અને વ્યવસ્થા.

બજેટનો અગત્યનો સવાલ બાજુએ મુકીને હું હવે સુલેહ અને વ્યવસ્થા નો સવાલ હાથ ધરીશ. જો મુંબઇમાં ફીતુરની શરૂઆત થઇ હોય તો એ બીના ધ્યાનમાં રાખવી જોઇએ કે કલેકટર તરફથી પ્લેગને લગતા કાયદાનો ઘણો સખત અમલ થતો હતો અને જો દેશના કારોબારમાં હીંદી પ્રજાકીય તત્વ મજબુત હોય તો તે પ્રમાણે અમલ થયો ન હોત. તેવીજ રીતે પુર્વ બંગાળની સરકાર તરફથી ખરાબ રીતે અમલ ચલાવવા માંડયો હતો તે કા યંથી ખરેખર બંગાળમાં જે ફીતુરો થયાં હતાં તે પણ ન થાત. આપણે હમ ણાં જે કાયદો પસાર કીધો છે અને ગઇ સદીની શરૂઆતમાં જે કાયદા પસાર કયા છે અને જે ચોકસ વર્ગના મુકદમાને પહોંચી વળવા માટે ઘડયા હતા તે કાયદા પ્રમાણે મેજીસ્ટ્રેટ અથવા ન્યાયખાતાની ત્રીબ્યુનલના હુકમ

શીવાય કોઇપણ વ્યકતીની સ્વતંત્રતા અથવાં વીચારો દર્શાવવાની છુટ લેઇ લેવામાં આવે. સામાન્ય અદાલતોની સતા લઇ લેવામાં આવ્યાથી કારોબારી ખાતના હુકમથી છાપાઓની સ્વાતંત્રતા પણ ખુંચવી લેવામાં આવે છે. કોઇ પણ માણસ ગવરનર ઉપર ટીકાઓ કરે તો તેની સ્વતંત્રતા અને તેની માલ મીલકત તેની સામેના આરોપો દેશની સાધારણ ત્રીબ્યુનલ સમક્ષ સાબીત થયા શીવાય ખુંચવી લેવાની સતા ગવરનરને છે. ઇલાકાના વડાને પસંદ ન હોય તેવા જાતની ટીકાઓ કરવા કોઇપણ હીંદી પેપર આ કાયદા પ્રમાણે હીંમત કરી શકે નહી. ઇલાકાના સીવીલીઅન વડાના અમલમાં સનંદી નોકરી અથવા આપખુદ પ્રકારની સરકાર સામે ટીકાઓ કરવાનું બની શકે નહી. આવા સંજોગોમાં હીંદા અને પ્રજાકીય તત્વો ઇલાકાની સરકારમાં બળવાન હોવા જોઇએ એમ મને જણાય છે. નહી તો રીપોર્ટમાં સખત રીતે જણાવ્યા પ્રમાણે કાઉન્સીલનું નીરૂપયોગી પણું સરકારી અને પ્રજાકીય અમલદારો વચેનું અંતર વધારવા માટે જોખમ દાર છે અને જે સઘળાં માઠાં પરીણામો તેને આભારી છે તે કાયમ રહેશે.

## ગ્રાન્ડ કમીટીઓ.

એમ સુચવવામાં આવ્યું છે કે ધારાસભાના સભાસદોમાંથી એક ગ્રાન્ડ કમીટી સ્થાપવી જે કમીટી અનામત વીષયોમાં જ્યારે ગવર્નરને ઇલાકાની સુલેહ અને વ્યવસ્થા માટેની પોતાની જોખમદારી અદા કરવા માટે અથવા સ્વાયત વીષયો માટેની ફરજ બજાવવા માટે તેવો કાયદો અથવા કાયદાના અમુક ભાગની જરૂર જણાય જે કાયદો ઘડી શકે. "સ્વાયત" વીષયોના સંબંધમાં એમ કહેવાય છે કે પ્રજાના મોટા ભાગની ગરીબાઇ, અજ્ઞાનતા અને નીરાધાર સ્થીતીને લીધે જે ધારાસભા તેમનું હિત ન જાળવે તેની દયા ઉપર તેમને છોડવા ન જોઇએ એમ જણાય ત્યારેજ આવા અપવાદરૂપ કાયદાની જરૂર રહે છે. વળી એમ પણ કહેવાય છે કે ઉદયોગો વીગેરે બાબતમાં બ્રીટીશ વેપારી લાભો અને બીજા સવાલોમાં આવી સતાની જરૂર છે. જુદી જુદી કોમ અને ધર્મ વચ્ચે જે સઘળા મોટા સવાલો ઉભા થાય તે પણ સાધારણ ધારા સભાઓને હસ્તક છોડવા નહી. મેં અત્યાર અગાઉ જણાવ્યું છે કે દેશના સારા કારોબાર માટે આવી અપવાદરૂપ સતાની જરૂર છે કે કેમ તે સંબંધી શક છે. આપણાં ચુંટણી આપનારા મંડળો વીસ્તાર પામતા જાય છે તેઓની વચ્ચે મતફેર ઉભો થાય તેવા સઘળા સવાલો અને વીચારો રજુ કરવામાં આવે

છે. અને જો આવા સંજોગોમાં સરકાર કોઇપણ પક્ષની વધુમતી મેળવે નહી તો તેઓને મુલાવામાં પડવાનો મોટો સંભવ છે. સુચવેલા બંધારણ અનુસાર ગ્રાન્ડ કમીટી પ્રજાકીય એસેમ્બ્લીપર કાબુ રાખવા માટે તેથી તે એક અનિષ્ટ મંડપ છે. તેથી સ્થાનીક કારોબારી કાઉન્સીલ અને ધારાસભા વચ્ચે ન ઇચ્છવાજોગ વીરોધતા ઉભી થશે. અને જો તે જે હેતુ બીજી કોઇ રીતે સાધી શકાતો હોય તો ગ્રાન્ટ કમીટી રાખવાનું ઇચ્છવા જોગ નથી. સ્થાનીક ધારા સભાએ પસાર કરેલો કાયદો રદ કરવાની જે સતા ગવરનર અથવા વાઇસરોય ધરાવે છે તે સામે વડી ધારા સભાનુ રક્ષણ પુરતું છે. આથી સ્થાનીક ધારા સભાએ રદ કરેલા ખરડાને વડી ધારા સભામાં દાખલ કરવા માટે સંભાળ પુરવક વીચાર કરવો પડશે.

હીંદી સરકારના કાયદા સામેના વાંધાઓ રીપોર્ટના ૨૩૮ માં પેરે આફ્માં જણાવેલા છે. પહેલો વાંધો એ બતાવવામાં આવ્યો છે કે આવા કાયદા પ્રાંતીક સ્વતંત્રતાના સીદ્ધાંત સાથે અથડામણમાં આવશે કારણ કે એ સીદ્ધાંત પ્રમાણે પ્રાંતીક સરકાર તેના કાયદા ઘડવાના કામમાં સ્વતંત્ર હોવી જોઇએ. પ્રજાકીય સતા વધારવાના હેતુથી પ્રાંતીક સ્વતંત્રતા આપવાને ૧૯૧૧ ના વરસમાં દીલ્હી ખાતે લોર્ડ હારડીંજે વચન આપ્યું હતું. તેથી ધારા સભા ઉપર પ્રાંતીક કારોબારી કાઉનસીલની સ્વતંત્રતા વધારે એવી જાતની સ્વતંત્રતા અમે માગતા નથી. બીજી તરફ સુધારાની યોજનાના રીપોર્ટમાં જણાવ્યા પ્રમાણે બીજી તરફ એ સીદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે કે પ્રજા કીય સતા વધતી જાય તે પ્રમાણમાં હીંદી સરકાર અને હીંદી પ્રધાન તા બાની સરકારો ઉપર જે અંકુશ રાખે છે તેમાં ઘટાડો કરવામાં આવશે. તે થી પ્રાંતીક ધારા સભાએ પસાર કરેલા કાયદાની બાબતમાં હીંદી સરકાર અથવા હીંદી પ્રધાને બને તેટલું ઓછું માથુ મારવું જોઇએ. પણ પ્રાંતીક ધારા સભાએ રદ કરેલા કાયદાને કારોબારી સભાને ગ્રાન્ટ કમીટી મારફતે પાસ કરાવવાની સતા આપવાથી આ સઘળા સીદ્ધાંતો રદ જાય છે. તેથી તે સ્થીતીમાં પ્રાંતીક સરકારની ખરી સ્વત્રંતાનો સવાલ રહેતો નથી. પ્રાંતીક સરકાર પ્રાંતીક ધારસભા અને વડી ધારા સભાથી સ્વતંત્ર બને છે, જયારે મારી સુચના પ્રમાણે વડી સરકારની સતા રહે છે, કારણ કે ગ્રાન્ડ કમીટી એ જો કે ધારા સભાના એક ભાગ જેવી છે તો પણ તેણે કારોબારી સર કારની ડીક્રીઓ નોધવાની છે અને તેથી સરકારના એજંટ જેવીજ છે અને

ગ્રાન્ડ કમીટી મારફતે કાયદો પસાર કરવાથી વડી ધારાસભામાં કાયદો રજુ કરવાનું બંધ થશે.

હીંદી સરકાર તરફથી રજુ કરવામાં આવેલો બીજો વાંધો એ છે કે ધારાસભાના ઠરાવને રદ કરવાના બનાવો ઘણાજ અપવાદરૂપ બનશે અને તેથી વડી ધારાસભાએ જોખમદારી માથે લેવાનું ઘણું વીચીત્ર ગણાશે. હીંદી સરકારને સ્થાનીક સરકાર તરફથી મળતી ખબર । સ્થાનીક ધારાસભામાં ચાલેલી સંપુર્ણ તકરાર ઉપર આધાર રાખવો પડશે તેથી સ્થાનીક સંજોગો માટેની તેની અજ્ઞાનતા માટે હીંદી સરકારને ગુનેહગાર ગણી શકાય નહી.

## વડી ધારાસભા લવાદ તરીકે.

કાયદો ગમે તો સ્થાનીક કારોબારી સરકાર અથવા તો વડી ધારાસભા ઘડે પણ તેથી પ્રાંતીક પ્રજાકીય ઇચ્છાઓનો અસ્વીકાર થશે અને તેવા પ્રસંગે સ્થાનીક સરકાર અને તેની ધારાસભા વચ્ચેની તકરારમાં વડી ધારા સભા લવાદ તરીકે બનશે. નામોશી ભરેલું કાર્ય કોઇએ ઉપાડી લેવાનું છે. અને સ્થાનીક લાગણીઓની ઉશ્કેરણીથી દુર રહેલી સરકારે તે ઉપાડી લેવું એ વધારે ઠીક પડશે. સ્થાનીક સરકાર તરફથી જે અરજ કરવામાં આવે અને સ્થાનીક ધારાસભા તરફથી તે કાયદો રદ કરવા માટે જે દલીલો કરવામાં આવી હોય તે ઉપરથી વડી સરકારને તે બીના ને યોગ્ય અગત્યતા આપવાને ઠીક પડશે. ગ્રાન્ડ કમીટીમાં ચુંટાયલા પ્રતીનીધીઓનું પ્રમાણ ઘટાડવાની સુચનાથી હું જુદો પડું છું.

## પ્રાંતોના વડા કોણ બને ?

રીપોર્ટના (૨૧૮ પેરેગ્રાફમાં) એમ જણાવ્યું છે કે પ્રાંતોના વડા ભવીષ્યમાં લેફ્ટેનંટ ગવરનરને બદલે ગવરનર નીમાવા જોઇએ. પણ મારા સોબતીઓ એવો મત ધરાવે છે કે લેફ્ટેનંટ ગવરનરના હોદા માટે હીંદમાં બાર વરસ નોકરી કરેલો સીવીલીઅન હોવો જોઇએ અથવા એવી જે પદ્ધતી ચાલે છે તે ચાલુ રહેવી જોઇએ અથવા લાંબો વખત સુધી ચાલુ રહેશે. હું આ મતને મળતો થઇ શકતો નથી. પ્રાંતના આપખુદ વડા તરીકે નહી પણ બંધારણપુર્વક કારોબાર ચલાવે તેવા પ્રકારનો વડો હોવો જોઇએ એ બીના હીંદી પ્રધાને નીમણુંક કરતી વખતે ધ્યાનમાં રાખવી જોઇએ. સનંદી નોકરોએ અત્યાર અગાઉ સુધારાની યોજના સામે તેમની વીરૂદ્ધતા બતાવી છે.

સીવીલીઅનોએ હીંદીઓને ઉંચા હોદ્દા ધરાવવા અથવા પાર્લામેંટરી આગેવાના તરીકેની ફરજ બજાવવાને નાલાયક જણાવ્યા છે. તેથી તેપઓમાંઘણા માણસે હશે કે જેઓ હીંદીઓ સાથે એકસંપીથી વર્તવાને રાજી નહી હોય તેથી નીમણુંક કરતી વખતે હીંદી પ્રધાને એ બીના ધ્યાનમાં રાખવી જોઇએ.

એવો પણુ સવાલ કરી શકે કે હીંદી સનદી નોકરીમાં જીવન ગાળનારા ઓમાંથી થોડા અપવાદરૂપ બાદ કરતાં બાકીનાઓ રાજદ્વારી બાબતમાં પોતાની બુદ્ધીને ખીલવવાને પ્રયત્ન કરે છે તેથી હાલમાં નીમણુંકો માટે જે રૂઢી છે તે ચાલુ રાખવાની મારા ગોઠીઆઓની સુચના વાજમી નથી. કારો બારી કાઉંસીલના સભાસદની નીમણુંકની બાબતમાં પણુ તે સવાલ ઉભો થાય છે. સુધારાની યોજનામાં સુચવવામાં આવ્યું છે કે કારોબારી કાઉંસીલમાં બે સભાસદોમાંથી એક હીંદી હોવો જોઇએ અને બીજો સભાસદ તાજ તાબામાં ૧૨ વરસ નોકરી કરેલી હોય તેઓમાંથી નીમવો જોઇએ. હાલમાં આ નીમણુંક સનંદી નોકરીમાંજ સમાયેલી છે કે ગવરનરની પાસે ચોકસ વીષયોમાં બાહોશી ધરાવનાર સભાસદ જોઇએ છે પણુ તે ગમે તો હીંદમાં બાહોશ થયલો હોય કે ઇંગ્લાંડમાં પણુ તેવા માણુસને નીમવામાં હીંદી પ્રધાન ઉપર શા માટે અટકાવ પડવો જોઇએ. હાલના રૂઢી પ્રમાણે એક સભાસદ નીમવો જોઇએ એ કલમ રાખવાની જરૂર માટે મને શક છે.

## ધારાસભાનું કામકાજ ચલાવવાનો કાયદો.

હવે ધારાસભાને તેનું કામકાજ ચલાવવાનો કાયદો ઘડવાના ધારાસભાના હક સંબંધી હું બોલીશ. દરેક ધારાસભાને આવો હક મળવો જોઇએ અને આપણે પ્રમુખની સંમતીના સવાલને સચોટ વળગી રહેવું જોઇએ તે માટે કારણો બતાવવામાં આવ્યાં નથી. સામાન્ય રાતે ધારાસભાનું કામકાજ ચલાવવાના સંબંધમા લાગતું વળગતું ન હોય તેવા પ્રમુખ અને ઉપપ્રમુખના હકોના વચ્ચે આવવું જોઇએ નહી.

## હીંદી સરકાર.

સૌથી પહેલો સવાલ જોખમદાર સરકારના સંબંધમાં છે. હું કબુલ કરૂં છું કે રીપોર્ટમાં એમ જણાવેલું છે કે હીંદી સરકાર તેમજ પ્રાંતીક સરકારમાં જોખમદારી રાખવી નહી. એટલે કે ધારાસભાને જોખમદાર હીંદી પ્રધાન રાખવો નહી. આ દલીલનો બચાવ એટલા પુરતો થઇ શકે કે ઘણું ખરાં

કારોબારી ખાતાંઓ પ્રાંતીક સરકારને હસ્તક ફેરબદલ કરવામાં આવ્યાં છે અને જયાં સુધી પ્રાંતીક સરકારમાં તેઓ ફતેહમંદ નીવડવાનો અખતરો સફળ થાય નંહી ત્યાં સુધી બાકીનાં ખાતાઓ ઘણાં અગત્યનાં હોવાથી જોખમદાર હીંદી પ્રધાનોને સોંપી શકાય નહી. આવા ખાતાંઓ અલબત દેશની સુલેહ અને વ્યવસ્થા, દેશનો સારો કારોબાર, પરદેશી રાજયો, લશકર અને નઉકા ખાતાં, તેમજ જે સવાલોમાં ઇંગ્લાંડ અથવા તેની પ્રજાના લાભો સમાયલા હોય તે સવાલોનો સમાવેશ થાય છે. અલબત તેમ છતાં દેશના અંદરના કારોબારને લગતા કેટલાક સવાલો છે જે પ્રધાન અને ધારાસભાને હસ્તક સોંપવાને વાજબી છે એમ સ્વીકારવામાં આવ્યું છે. જે સવાલોમાં હીંદી સરકાર પરાયત વીષયોમાં માથુ મારવાનો હક રાખે છે તે બાબતોમાં મધ્યસ્થ સરકારમાં પણ જોખમદારી દાખલ કરવાનો વાંધો લેવો જોઇએ નહી. રીપોર્ટમાં જણાવેલા સીધ્ધાંતો અમલમાં મુકવા માટે અલબત જોખમદાર સરકારની જરૂર જણાય છે. પ્રાંતીક સરકારની પરાયત ખાતાંઓમાં વચ્ચે આવવાની સત્તા હીંદી સરકારને આપવાને સુચવવામાં આવ્યું છે દાખલા તરીકે હીંદના અથવા એક કરતાં વધારે પ્રાંતોના લાભ માટે સામાન્ય કાયદો બતાવવાને હીંદી સરકારને વચ્ચે પડવાની સતા આપવાને સુચના થઇ છે. એક કરતાં વધુ પ્રાંતોના અમુક સવાલ લાગતો વળગતો છે કે નહી તે નકી કરવાની સતા પણ હીંદી સરકારને આપવાનો વીચાર રાખવામાં આવ્યો છે. ધારો કે અમુક વીષયોમાં પ્રધાનોએ સ્થાનીક ધારાસભાની ઇચ્છા પ્રમાણે કામ લેવાનું છે જો તેવા સવાલો સંબંધી કામ કરવાની સ્થાનીક ધારાસભાની લાયકાત સાથે જે કારણોને સંબંધ નથી તેવાં કાણોને અંગે તેમની સતામાંથી ખસેડવાને સુચના કરવામાં આવે માટે એવા સવાલોનો નીવેડો લાવવાનું હીંદી સરકારમાં પણ હીંદી સભાસદ અને ધારાસભાને સોપવું જોઇએ. જો જરૂર હોયતો આ કાર્ય માટે કારોબારી કાઉનસીલમાંના હીંદી સભાસદને હીંદી પ્રધાન બનાવવો. એમ માની લો કે ચોકસ વીષયોને કામ ચલાઉ કારણોને લીધે હમણાં પરાયત વીષયોમાં ગણવામાં આવ્યા નથી પણ ત્રણ ચાર વરસની મુદત દરમ્યાન આપણે તેને પરાયન વીષયોમાં ફેરવવા માગીએ છીએ તો આવા પ્રસંગોમાં શા માટે જોખમદાર સરકારને હીંદી સરકારમાં દાખલ કરવામાં ન આવે તેનાં કારણ મને સમજાતાં નથી. પ્રાંતીક સરકારોમાં જે વીષયોમાં જોખમદાર સરકાર દાખલ કરવામાં આવે તે વીષયોમાં હીંદી સરકારમાં પણ જોખમદારી દાખલ કરવી જોઇએ. નહીં તો પ્રાંતીક જોખમદારીનું રૂપ બદલાઇ જશે.

## 'કાઉનસીલ ઓફ સ્ટેટ.

બીજો અગત્યનો મુદ્દો કાઉનસીલ ઓફ સ્ટેટનો છે. ધારા સભામાં પહેલાં ચર્ચા થયા વિના કાઉનસીલ ઓફ સ્ટેટમાંથી કાયદાઓ પસાર કરવાની જે સત્તા કારોબારી સરકારને આપવામાં આવે છે તે સામે મને મજબુત વાંધો લેવો પડે છે. જો કંઇ પણ સવાલપર ચર્ચા કરવાની જરૂર હોય તો તેણે પ્રજાકીય મત જાણવા માટે ધારાસભામાં દાખલ કરવો. એવો કોઇ સવાલ હોય કે જેમાં હીંદી સરકારે નકી કર્યું હોય કે એકદમ હુકમ કહાડવો જોઇએ તો તે સબંધમાં ચર્ચા કરવી નકામી અને બીન જરૂરી છે. હવે કાઉન્સીલ ઓફ સ્ટેટ સબંધી હું બોલીશ.

કાઉન્સીલ ઓફ સ્ટેટ પ્રજાકીય લાભો માટેની બીજી પ્રતીનીધી ચેમ્બર જેવી છે પણ ઇમ્પીરીઅલ એસમ્બલીમાં તેના પ્રતીનીધીઓ ધરાવતી નથી. હું તે સમજુ છું અને તે સંબંધી વાંધો ઉઠાવતો નથી. ઢીલ ટાળવવા માટે અને વીષયોનો વધુ સારી રીતે નીર્ણય કરવા માટે કદાચ કાઉન્સીલ ઓફ સ્ટેટ જરૂરી હોય અને તેવી કાઉનસીલ માટે હું એક યા બીજી રીતે વાંધો ઉઠાવીશ નહીં. પણ કાઉનસીલ ઓફ સ્ટેટને આ બંનેમાંથી એક પણ કામ માટે ઉભી કરવામાં આવી નથી. તે કાઉનસીલનો એકલો હેતુ એ છે કે જયારે કારોબારી સરકાર ધારાસભાના વીરોધને લીધે પોતાની ઇચ્છા પ્રમાણે કામ કરી શકતી ન હોય ત્યારે તે ઇચ્છા અમલમાં મુકવી. ખરી રીતે જોતાં એ કાઉનસીલ ખોટી છે. આવી કાઉનસીલ સ્થાપવા કરતાં તો કારોબારી કાઉનસીલને કાયદા પસાર કરવાની સત્તા આપવી વધારે સારૂં છે. કારણ કે કાઉનસીલ ઓફ સ્ટેટના ખોટા પ્રજાકીય ટેકાથી પસાર થયલા કાયદાને જેટલી છુટથી તે અમલમાં મુકી શકે તેટલા પ્રમાણમાં તે ઉપર જણાવેલી રીતે પસાર થયલા કાયદાને અમલમાં મુકી શકશે નહી. કાઉનસીલ ઓફ સ્ટેટ સ્થાપવાથી ધારાસભાની અગત્યતામાં ઘટાડો થશે અને તેથી સ્ટેટ કાઉંસીલ, કારોબારી સરકાર અને ધારાસભા વચ્ચે વીરોધ ઉત્પંન થશે. બીજો એક ગંભીર વાંધો છે.

જે બાબતમાં પ્રજાકીય મત વીરોધ બતાવતો હોય તે બાબતમાં કારોબારી કાઉનસીલને કામ કરવાની નીરઅંકુશ સત્તા આપવાનું જાણવાજોગ નથી. કાર્ય કરવાની આવી સ્વતંત્રતાથી માઠા પરીણામ આવ્યાં છે અને જયાં

સુધી કારોબારી સરકાર કાર્ય કરવાની તેવી સત્તા હોય ત્યાં સુધી જો તે ધારાસભાથી વીરૂધ મત ધરાવતી હશે તો પણ તે પોતાની જોખમદારી અદા કરવાને તે પ્રમાણે કામ કરશે. વળી કારોબારમાં ઘણા સુધારા કરવાના છે જે આપખુદ સરકાર તરફથી પોતાનું માન જવાના ખ્યાલને લીધે અત્યાર સુધી અમલમાં મુકાયા નથી. મેં અત્યાર અગાઉ તેમાંના ઘણાના સંબંધમાં જણાવ્યું છે.

કાઉનસીલ ઓફ સ્ટેટ ભુતકાળની માફક આ દીશાઓમાં સુધારો થવાના કાર્યમાં અટકાવરૂપ થઇ પડશે એમાં શક નથી. તેથી કાઉનસીલ ઓફ સ્ટેટનું જે બંધારણ રચવામાં આવ્યું છે તે પ્રમાણે તે કાઉનસીલ અડચણરૂપ થશે. સાથે સાથે મારે એ પણ કબુલ કરવું જોઇએ કે ઉપર જણાવેલા બાબતોમાં ધારાસભાને માથે જોખમદારી હોવી જોઇએ નહીં. આ રીપોર્ટમાં જણાવ્યું છે. આ સઘળાનો એકજ ઉપાય છે. સઘળી બાબતોમાં પહેલાં ધારાસભામાં ખરડો દાખલ કરવા અને ધારા સભા તે ખરડાઓ રદ કરે તો સઘળાં કાગળીઆં આમની સભા સમક્ષ રજુ કરવા અને તેની ઉપર સીલેકટ કમીટી પણ રીપોર્ટ રજુ કરશે. અને આવી રીતે મંજુરી મેળવ્યા પછીજ કારોબારી કાઉનસીલ ઓફ સ્ટેટે તે સંબંધી આગળ પગલાં લેવાં.

બીજી બે સુચનાઓ કરવામાં આવી છે; ચોકસ હદમાં આવેલા વીષયોને સંમતી આપવાની વાઇસરોયની સતા નકી કરવી અથવા જે ખરડા ધારાસભાના સભાસદોની અમુક સંખ્યાએ રદ કર્યા ન હોય તેને સરટીફાય કરવાની તેની સત્તામાં ઘટાડો કરવો.

જો કાઉનસીલ ઓફ સ્ટેટને કહાડી નાંખવામાં ન આવે તો તેની સત્તામાં ઘટાડો કરવો એવો મારો ચોકસ અભીપ્રાય છે.

## આવક ખર્ચના અડસટા.

હીંદી સરકારને બજેટની બાબતમાં વધુ સત્તા આપવાને સુચના થઇ છે. એતો ખુલ્લું છે કે હીંદી સરકારની ખર્ચ કરવાની સત્તા ઉપર અટકાવ મુકનારા જે જુદા જુદા હુકમો કહાડવા પડયા છે તે ઉપરથી હીંદી કર ભરનારાઓના લાભ માટે હીંદી પ્રધાનને વચ્ચે પડવાની જરૂર છે. અને

કાયદા કાનુનો જોતાં અને તે પસાર કરવાના જે પ્રસંગો ઉભા થયા હતા તે તપાસતાં જણાશે. મને એમ જણાય છે કે બજેટ ઉપરના ધારાસભાના ઠરાવોને હીંદી સરકાર હવે હીંદી પ્રધાનની સંમતી વીના નવી થાપણ ઉભી થઇ શકે તેમ ન હોય તે બાબતમાં અમલમાં મુકવા જો સુચનાને કોઇપણ રીતે પુરેપુરી અમલમાં મુકી ન શકાતી હોય તો તે સતા હીંદી સરકારની કારોબારી કાઉનસીલને બદલે હીંદી પ્રધાનને હસ્તક રાખવી. એસેમબલીમાંથી પારલીઆમેંટરી અંડર સેક્રેટરી અથવા સ્ટેંડીંગ કમીટીમાં નેમણુંક કરવાની સુચનાને મારા જોડીદારો વખોડી કહાડે છે તે સાથે હું મળતો થઇ શકતો નથી. હાલમાં અથવા નવી યોજના પ્રમાણે તે હોદા ઉપર નેમણુંક થવા સીવાય તે જ્ઞાન મેળવવાને બીજી કોઇ સગવડ નથી. જાહેર નોકરીમાંના હીંદીઓનું જ્ઞાન સરકારની સુચનાઓ ઉપર ટીકા કરવા માટે પ્રજાકીય સભાસદોને મળી શકશે નહીં. પ્રધાનોને માત્ર પરાયત વીષયોનું સારૂં જ્ઞાન મળશે અને તે પણ પ્રાંતીક કારોબારમાંજ મળશે. પારલામેંટનાં અંડર સેક્રેટરી અથવા કમીટીના સભાસદ તરીકેની નેમણુંકથી પ્રજાકીય સભાસદોને જે ખબરો તેમને મળી શકત નહી તે મળી શકશે. શરૂઆતની ચર્ચામાં સામાન્ય રીતે એમ કબુલ કરવામાં આવ્યું હતું કે ભવીષ્યના કારોબારીઓને કેળવવાને આ સ્થાન સારૂ ગણાશે તેથી તે નેમણુંકો પડતી મુકવાનું ઇચ્છવા જોગ નથી.

વડી ધારા સભાને પણ પોતાનું કામકાજ ચલાવવાના કાયદા કાનુનો પ્રાંતીક ધારાસભાની માફક તેને ઘડવા દેવા જોઇએ.

હીંદી પ્રધાન અને વાઇસરોયને જે મંડળ અને તે માનપત્રો આપ્યાં છે, અને તેમાં સઘળો પ્રજાવર્ગ એકમત છે કે કારોબારી કાઉન્સીલનો અરધો અરધ હીંદી સભાસદો હોવા જોઇએ, અને તે કોંગ્રેસ અને મોસલેમલીગ તેમજ શીખ અને મદ્રાસનો અબ્રાહમણ વર્ગ માગે છે તેના કારણો ખુલ્લા છે. દરેક જણને એમ લાગે છે કે કારોબારી કાઉન્સીલમાં હીંદી પ્રતીનીધીત્વનું પ્રમાણ એક સરખું દાખલ કરવામાં આવશે નહીં ત્યાં સુધી દેશના કારોબાર માટે જે સુધારા જરૂરી છે તે અમલમાં મુકી શકાશે નહી. વળી નાણા સંબંધી તેમજ બીજા ઘણા વીષયો છે કે જે સવાલોનો નીર્ણય હીંદી પ્રધાન હીંદી સરકાર સાથે મસલત ચલાવ્યા પછીજ કરે છે અને તેથી હીંદી સરકારની કારોબારી કાઉંસીલમાં હીંદી પ્રતીનીધીત્વનું બળ મજબુત હોવું જોઇએ. હીંદી સરકાર ઉપર જુદી જુદી લાગવગ ચાલે છે તે

ની સામે કામ કરવા માટે હીંદી લાગવગની જરૂર છે. હીંદી સરકારને પ્રજાકીય હીલચાલો તરફ ગેરવાજબી રીતે આપખુદી બનતી અટકાવવા અને દીલસોજી બતાવતી બતાવવા માટે હીંદી લાગવગની જરૂર છે તેથી હીંદી સરકારે બે સભાસદો રાખવાની સુચના કરી છે તેમાં એક વધુ હીંદી સભાસદ ઉમેરવા હું ભલામણ કરૂં છું. જો આ ભલામણ સ્વીકારવામાં ન આવે તો પોતાના પરાયત વીષયો ઉપરનો હીંદી સરકારનો અંકુશ હીંદી પ્રધાનને સોંપવો તેને ઠરાવ કરવા માટે નહી પરંતુ સલાહ આપવા માટે દાખલ કરવો.

